જ્ઞાનવર્ધક પુસ્તકમાળા.

# ના. ગોપાળ કૃષ્ણ ગોખલે.

(ટુંકું જીવનચરિત્ર-તેમનાં ત્રણ વ્યાખ્યાનો સાથે)




લેખક અને પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા.





સુધારા વધારા સાથે

આવૃત્તિ ૨ જી.] [ઈ. સ. ૧૯૨૨.


કિંમત બાર આના.


COVER PRINTED AT THE BABU P. PRESS, AHMEDABAD

"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા."

# ના. ગોપાળ કૃષ્ણ ગોખલે.

[ જીવનચરિત્ર. ]



લેખક તથા પ્રકાશકઃ

જીવનલાલ અમરશી મહેતા

સંપાદક–"જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"; અમદાવાદ

આવૃત્તિ ૨ જી. ] [ સને ૧૯૨૨

પ્રત ૧૧૦૦.

કિંમત બાર આના.

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

---

'સ્વ. ના. ગોપાળ કૃષ્ણ ગોખલેનું જીવનચરિત્ર ગામે ગામમાં જાણીતું થાય, અને એ જીવનની બારિક વિગતો પણ પ્રેમથી વંચાય અને સ્મરાય' એવા અભિલાષથી આ પુસ્તક "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"ના ગ્રાહકોને જુજ કિંમતે આપવામાં આવે છે. આશા છે કે હિંદુસ્તાનના આ સૈકાના એક મહાન્ હિતચિંતક મહાપુરુષના આ જીવનચરિત્રમાંથી સર્વે ગુર્જર વાંચકોને નવો પ્રકાશ મળવા સાથે જીવનવ્યવહારને ઉપયોગી થાય તેવો અમૂલ્ય ઉપદેશ મળશે.

આ ચરિત્રનાયક મહાપુરુષના જન્મદિવસેજ—તા. ૯ મી મેના રોજે—પ્રો. આનન્દશંકરભાઇએ મરાઠી "मनोरंजन" માસિકપત્રમાં આવેલા પ્રો. વાસુદેવ બળવંત પટવર્ધન બી. એ. ના લેખ ઉપરથી આ ભાષાન્તર કરવાની મને પ્રેરણા કરી. તા. ૨૬ મી મે (૧૯૧૫) નાં મારી જેષ્ઠ પુત્રીનાં લગ્ન નિર્ધારેલાં હોવાથી તેની તૈયારી કરવામાં મારે રોકાવાનું હતું, તોપણ. પ્રોફેસર સાહેબની પ્રેરણાનુસાર મેં તે કરવાનું સ્વીકારી બીજે જ દિવસે શરૂ કર્યું. આ ચરિત્ર પાંચમી સાહિત્ય પરિષદ્ પ્રસંગે (તા. ૨૯ મી મે પહેલાં) બહાર પાડવાનો ખાસ આગ્રહ હોવાથી રાત્રે લખાય, સવારે પ્રેસમાં જાય, કંપોઝ થાય ને બપોર પછી પ્રુફ તપાસાય; આ પ્રમાણે સતત્ એક અઠવાડીઉં કામ ચલાવ્યું. એવામાં મારો ચિરંજીવી એકદમ બીમાર થઇ પડયો. એક તરફ લગ્નની તૈયારી કરવાની ને બીજી તરફ આ સખત માંદગી! આવી પડી આથી ભાષાન્તરનું કામ

અધૂરેથી છોડી દેવાનો કે ઢીલમાં નાંખવાનો કદાચ પ્રસંગ આવત; પરંતુ સ્વ. ના. ગોખલેના સતત્ ઉદ્યોગી અને ગમે તેવી ભારે અડચણને મચક ન આપતાં હાથમાંનું કામ પાર પાડવાના દૃઢનિશ્ચયથી જીવનના તાજા-ચાલુ-સહવાસને લીધે વૃત્તિ શિથિલ ન થતાં ભાષાન્તરનું કામ ચાલુ રહ્યું, ને ઈશ્વરેચ્છાથી તે મુદતસર સંપૂર્ણ થઈ બહાર પડ્યું છે.

છેવટના થોડા ભાગનું ભાષાંતર મારા વિદ્વાન્ મિત્ર પ્રો૦ સાંકળચંદ જેઠાલાલ શાહે કરી આપી અડચણને વખતે મને મદદ કરી છે તે માટે તેમનો હું આભારી છું.

જી. અ. મહેતા.



# સ્વ. ગોપાળ કૃષ્ણ ગોખલે

હિંદરૂદન—

### સવૈયા.

વીશ પચીશ પુરા તુજ જેવા, મ્હારે પુત્ર નથી આ વાર,
ત્રીશ ક્રોડ બાળકની માતા, આજ રડું આંસુ ચોધાર;
કાશ્મીર, કેપકુમારિ, દ્વારિકા, કટક વચ્ચેનાં મ્હારાં બાળ,
કયમ કરી સહશે કઠિન કારમો કાચી વયમાં ત્હારો કાળ !

કૈક રત્નાં મુજ કાર્ય અધુરાં, જે ઉપાડયાં તેં શીર સાટ,
અળગાં કરી એ સઘળાં લીધી, વ્હાલા ! સ્વર્ગતણી તેં વાટ !
દૈવે નહિં વિચારી દીલમાં, હિંદ સહનશક્તિની વિસાત,
નથી પુરાણું હૃદય હવે આ, આવા સહવાને આઘાત.

તુજ અધ્યયન, મનન, ગોઠવણી, તણી પડી છે મ્હોટી ખોટ,
હકિકત સાથ વિષય લઇ એકજ, વિવિધ રીતે કરતો તું સ્ફોટ;
કાઉન્સીલ માંહી ધ્રુજારા તારા હવે સાંભળીશ કયાં હું કાન ?
મેમ્બર સર્વ તણાં છે આજે તુજ વિણ મુખ થયેલાં મ્લાન.

દાદાભાઇ કહેશે કયારે આવી ખોટ પુરી પુરાય !
ભલે ભવિષ્યે થશે નરવીરો, હાલ પડી છે મોટી હાય !
હિંદી સેવક મંડળ માથે મુકુટમણીનો થયો નિપાત.
ધન્વંતરી અવતરી મટાડે પોલીટીકલ આ પક્ષાઘાત !

અનુપમ તમસમ પુત્રો મ્હારા ઋષિમુની કૈંક થયા ગુણખાણુ,
હદ વાળી ગોપાળા વ્હાલા માતૃભૂમિ કીધી જગ જાણુ;
ચક્રવર્તી મહારાજા મ્હોટા જ્યોર્જ સમા થઈને દીલગીર,
સંદેશા પાઠવીયા પોતે, ધન્ય ધન્ય વીરલા મુજ વીર!

શી રીત્યે હું હૃદય સમાવું? કયમ કરી કરૂં હું રૂદન નિસાર!
વ્હાલો પુત્ર ગયો વિપત્તિમાં વિપળ નહીં પડતો વિસાર;
દશરથ, દાદાભાઇ, તિલકે, સયાજીરાવે કરી પ્રયાસ,
પુત્રવિયોગ સમાવ્યો, પણ તું મુને સાંભરે શ્વાસોશ્વાસ!

ૐકારેશ્વર દહનક્રિયામાં મળ્યા પુરૂષ દશ પનર હજાર,
યુવક હૃદય પીગળવા લાગ્યાં છેવટનું મુખ જોતાં વાર!
તિલકે ભંડારકરે શીખ કરી દીધો ઉત્તમ ઉપદેશ—
"ભસ્મ ચોળી ગોખલેની થાઓ તેવા ને દીપાવો દેશ."

વ્હાલા વ્યોમ મહીં વિચરશો ત્રિભુવનમાં નથી તમને જંપ,
ફરી ગમે તે રૂપે ફરકજો, મટાડવા મુજ કાયાકંપ:
નૂતન દેહ ને નૂતન સ્વરૂપે, પણ નહીં જનશો નૂતન પ્રદેશ,
મધ્ય સમુદ્રે રૂદન કરંતી માત મુકિ છે વીખરિ કેશ.

પુણ્યરાશિના પ્રબળ પ્રતાપે, દેવ ખુશામત કરે કદાચ,
ત્યાં રહેવાને, તદપિ પ્રયત્ને, ભૂલી જશો નહીં ભારતિમાય!
ભરતભૂમિમાં જન્મ થવાનું દુર્લભ છે એ લખિયા લેખ,
ખગ હોય તો પુનરપિ વળજો! ભારતિએ તો ધરિયો ભેખ.

ચતુર્ભુજ માણકેશ્વર ભટ્ટ.

# ના. ગોપાળ કૃષ્ણ ગોખલે.

---

## ઉપોદ્‌ઘાત.

**મૃત્યુનું મહત્ત્વ.**

મૃત્યુના નામસ્મરણથી કોણ કંપતું નથી? કુટુંબ, ગામ, પ્રાંત, દેશ, રાષ્ટ્ર અને સમસ્ત માનવજાતિઃ એ સર્વ પોતપોતાના ગજા પ્રમાણે પ્રસંગવશાત્ મૃત્યુથી ડરે છે ને તેને નિંદે છે. એક રીતે એ યોગ્ય જ છે. મૃત્યુના જેવું સાહસી, નિષ્ઠુર અને અચૂક ધાડપાડુ બીજું કોઈ નથી! એના હુમલામાંથી બચવાનું એક વ્યક્તિને કે રાષ્ટ્રને માટે કદી પણ શક્ય નથી. મોટા મોટા જનસમાજ, મોટાં મોટાં રાષ્ટ્રો, મોટા મોટા દેશો, આ સર્વે મૃત્યુમુખમાં ગરક થઈ ગયાં છે. દેદિપ્યમાન સૂર્ય કે પ્રચંડ ગ્રહમાલા પણ એના સપાટામાંથી બચવા પામ્યાં નથી! માનવી ધાડપાડુઓને રાજ્યના અમલદારોની બીક હોય છે, અને ક્યારેક ક્યારેક તે તેમના હાથમાં પકડાઈ કરેલાં કર્મોનાં ફળ ભોગવવા જેલજાત્રાએ પણ જાય છે. પરંતુ મૃત્યુ ઉપર કોની સત્તા? તેને કોની દહેશત? સર્વ સત્તા ઉપર તેની સત્તા ને સર્વને જ તેની દહેશત! માનવી ધાડપાડુએ ઉચાપત કરેલી માલમતામાંથી કાંઈક પાછી મળવાનો સંભવ પણ રહે છે. આમાં શું? એક વખત તેના હાથમાં ગયું તે સદાને માટે ગયું જ—તે પાછું મળવાની બિલકુલ આશા જ નહિ! ફીનીશિયન, ખાલ્ડિયન, અસીરીયન, વગેરે મોટી મોટી માનવજાતો હવે ક્યાં છે? જે સુધારા માટે, જે શોધો માટે અને

જે સાધનસામગ્રી માટે મનુષ્યો મોટું અભિમાન ધરાવે છે તે સુધારા, તે શોધો, તે સામગ્રી એક વખત કાળ–મૃત્યુ–વશ થઇ એટલે ખલાસ! ગઇ તે ગઇ જ! આથી જ મૃત્યુના નામસ્મરણથી માણસ માત્ર ત્રાસે છે, ગભરાય છે ને કંપે છે. મૃત્યુ એટલે જે કાંઈ અનિષ્ટ, જે કાંઇ અપ્રિય, જે કંઈ ભયંકર તેનું આદિસ્થાન એવી મનુષ્યોની કલ્પના બંધાયેલી છે. પરંતુ કોણ જાણે છે કે તેમની આ કલ્પના કેવળ ભૂલભરેલી પણ નહોય! મૃત્યુ જેમ અપ્રિયનું આદિસ્થાન છે તેમ પ્રિયનું કૃપાચિહ્ન પણ કેમ નહોય! અનિષ્ટનું અને અહિતનું સાહચર્ય મૃત્યુની સાથે હશે તો કદાચિત ઇષ્ટનું અને કલ્યાણનું ઉગમસ્થાન પણ તેમાં જ હશે. જે ગયું તેનું પુનરાગમનસૂચક તે હશે! મૃત્યુ એટલે એક તરફે અંત ત્યારે બીજી તરફે આરંભ પણ હશે! આમ છે એવું આપણો અનુભવ આપણને કહેતો નથી? ગ્રીક–રોમનોનો અંત થયો પણ તેમનો અંત એટલે ટ્યૂટનોનો ઉદયકાળ એમ ઇતિહાસ ઉપરથી જણાતું નથી કે? ગ્રીક રાજ્યો તૂટી ગયાં તો તે ઉપર રોમન સામ્રાજ્યની ઇમારત ટકી રહી. રોમન સામ્રાજ્ય છિન્નભિન્ન થયું–તે નામશેષ થયું–એટલે અર્વાચીન યૂરોપનો જન્મ થયો. આ પ્રમાણે દાદો મરે ને પૌત્ર જન્મે એમ જગતના ઇતિહાસમાં સર્વત્ર થયાં કરે છે. આમ છતાં મૃત્યુના નશીબે લોકોની ગાળો ને શાપ ખાવાનું જ કેમ લખાયું હશે એ કોણ જાણે! મૃત્યુના હુમલાથી હાનિ થાય છે, અને તે કયારેય પણ પુરાતી નથી, એ નિર્વિવાદ છે. મૃત્યની ઉંડી ખીણમાં જે એક વખત ગરક થયું તે પાછું ઉપર આવવાની આશા છે જ નહિ; એ પણ તેટલું જ નિર્વિવાદ છે. આમ છતાં જ્યાં મૃત્યુને લીધે અંધકાર છવાઇ રહ્યો હોય ત્યાં ફરી પ્રકાશનો પ્રવેશ થવાનો જ નહિ. મૃત્યુએ જે નજર

આગળથી લઈ લીધું તેનું દર્શન પુનરપિ થવાનું જ નહિ, એ માત્ર તેટલું જ નિર્વિવાદ છે કે નહિ, તે કોણ કહી શકે ! દિવસનો—સૂર્ય-પ્રકાશનો અન્ત થાય એટલે પ્રકાશમાં ન દેખાતા તારાઓ ચમકવા લાગે છે. પ્રકાશ બતાવે ને અંધકાર સંતાડે એવો નિસર્ગનિયમ મશહૂર છતાં તેનો વિપર્યાસ થતો કેટલીક વખતે સ્પષ્ટ જોવામાં આવે છે. અજવાળાએ સંતાડવું ને અંધારાએ ઉઘાડું પાડવું—પ્રકાશ ઓઢાડે ને અંધકાર ઉઘાડે—એવો અનુભવ કેટલી વાર થાય છે ! આપણી નજર સમીપ હોય ત્યારે જે નથી દેખાતું તે દૂર થતાં જ સ્પષ્ટ દેખાય છે આ ચમત્કાર છે, પરંતુ તેવું થતું પ્રત્યક્ષ જોવાય છે, એમાં શંકા નથી.

**મૃત્યુનાં બે અંગ**

આ ચમત્કાર કરવાનું સામર્થ્ય—આ જાદૂઈકળા—જેવી મૃત્યુમાં છે તેવી બીજા કાઈનામાં પણ નથી. જીવન્ત અવસ્થામાં જે હીલચાલનો, જે બીનાનો, જે વ્યક્તિનો ગંધ પણ હોતો નથી, તે જ જેવું મૃત્યુ પોતાના નિઃશબ્દ અને નિર્ગંધ, નિર્ગુણ અને નિરાકાર, અનન્તમાં તેને સામેલ કરે છે કે તરત જ પોતાના શબ્દ અને ગંધવડે આખું જગત્ વ્યાપ્ત કરી દે છે ! સંસારના મહાસાગરમાં જે નદીઓ, જે વહેળા, જે વોકળા, જે ઝરા લુપ્ત થયા હોય છે તે જ ચોમાસાની શરૂઆતમાં, આઠ મહિના સુધી સૂર્યના પ્રખર તાપની આંચ ખાઇને સુકાઇ—મરી ગયા પછી, આકાશ-માં ફરી ગર્જવા—ગડગડવા લાગે છે, અને ફરી પૃથ્વી ઉપર આવીને તેમને નવજીવન આપે છે. આ ઉપરથી એ દેખાઇ આવે છે કે, આપણને જો કે મૃત્યુની એક જ બાજૂ દેખાતી હોય તોપણ તેને બીજી બાજૂ છે, અને દિનમાનને એક કાળું ને બીજું ધોળું, એક



પ્રકાશનું ને બીજું અંધકારનું એવા બે અંગો છે, દિવસ ને રાત એમ બે હાથ છે, તે જ પ્રમાણે મૃત્યુને પણ બે અંગ છે. તેના એક અંગમાં ગાઢ અંધકાર છે ને બીજામાં ઝગઝગતો પ્રકાશ છે. તેના એક હાથમાં કાજળનું કોડીઉં છે તો બીજા હાથમાં વીજળીનો તેજસ્વી દીવો છે. તે પહેલાં પોતાના કબજામાં લીધેલી વસ્તુ ઉપર અતિશય ઘાટું અદૃશ્યનું ઢાંકણું ઢાંકી દે છે, અને પછી પોતાની જાદુઇકળાથી એ અદૃશ્ય ઉપર ચોરફાનસનાં છુપાં કિરણો નાખી તેનું અદૃશ્યત્વ નષ્ટ કરે છે. અસીરીયન–ખાલ્ડિયન્ લોકોને મૃત્યુએ લઇ જઇ પોતાની અંધકારપૂર્ણ નગરીમાં સંતાડી મુકયાં પરંતુ તેમણે કરેલા જ્યોતિર્ગણિત ઉપર હજારો વર્ષ પછી તેણે જે ઝાંખાં કિરણ પાડયાં તેને લીધે આકાશમાંના તારાગણોનું જ્ઞાન .ગતને થયું; અને અર્વાચીન જ્યોતિર્વિદ્યાનો પાયો તૈયાર થયો. કાલવશ થએલા સર્વે લોકોનું અને રાષ્ટ્રોનું એમ જ છે. જે માણસો અને જે રાષ્ટ્રોના અસ્તિત્વમાં તેમની કિંમત થતી નથી તેને જ તેમના અસ્તિત્વ પછી ખાણમાંથી મળેલા હીરા પ્રમાણે અમૂલ્ય સમજી ને મેળવવા–કબજે કરવા મનુષ્યો ધમાચકડી કરવા લાગે છે, તેમાં મૃત્યુની મદદ હોય છે. આજના દિવસના કરતાં ગઇ કાલના દિવસ વિષે મનુષ્યને વિશેષ પ્રેમ ઉપજે છે, તેનું રહસ્ય આમાં જ સમાયું હશે કે શું? “**ગયા તે દિવસ સોનાના હતા**” એમ આપણે ગતકાળ વિશે કહીએ છીએ, તે હવે–ગયા પછી ! તે આથમ્યા નહોતા ત્યારે તેમનું સોનું કોઇને દેખાતું નહોતું; અથવા તો હમણાં તે જેટલું ઉજ્જવલ દેખાય છે તેટલું તે વખતે દેખાતું નહોતું જ. હવે જ તે વિશેષ તેજસ્વી કેમ દેખાવું જોઇએ ? મૃત્યુના હાથમાંના વીજળીના દીવાનો પ્રકાશ તેની ઉપર પડવાથી જ તેનો રંગ હવે આપણને ચોખ્ખો દેખાવા લાગ્યો

હશે કે શું! તેમ ન હોય તો આવો ફરક કેમ પડે? અર્થાત્ મૃત્યુના હાથમાં જેમ સઘળું કાળું કરનારૂં કાજળ છે, તેમજ સઘળું રમણીય કરનારૂં તેજ પણ છે; અને તેના યોગે જે દેખાતું નહોતું એ તે દેખાડે છે.

**મૃત્યુને લીધે જ મનુષ્યની ખરી કિંમત થાય છે.**

રાષ્ટ્રો કે સમાજના સંબંધમાં આ જેટલું સત્ય છે તેના કરતાં પણ વ્યક્તિના સંબંધમાં અધિક અંશે સત્ય છે. મનુષ્યના જે ગુણો જીવન્ત અવસ્થામાં ઘણું કરીને આપણા લક્ષમાં આવતા નથી, તે, તે કાલવશ–મૃત્યુશરણ–થયા પછી સ્પષ્ટપણે આપણા ધ્યાનમાં આવે છે, અને પછી તે માટે આપણને અફસોસ થાય છે. અવિભક્ત કુટુમ્બમાં રહેનારા માણસોને આવો અનુભવ હમેશાં થાય છે. આંખમાં ન સમાતી પણ ઉદ્યોગી વહુના મરણ પછી તેની ખરી યોગ્યતા સમજી તેના ગુણની પારાયણો કરતી રોતી બેસનારી સાસુઓ ઘણાના જોવામાં આવી હશે! તેમ જ માથે વડીલનું છત્ર હોય ત્યારે તે છત્રના આશ્રયનું મહત્ત્વ જેના સ્વપ્નમાં પણ આવેલું ન હોય, તેની આંખો તે વડીલનું છત્ર નાશ પામતાંવેંત જ ઉઘડે છે, અને પછીજ ઘરમાં વડીલની યોગ્યતા, જરૂરીયાત કેટલી હતી તે તેને સમજાય છે. મિત્રો મિત્રોમાં, સગાં સંબંધીઓમાં પણ આ સ્થિતિનો અનુભવ થાય છે, એટલું જ નહિ, પણ કેટલેક વખતે તો જીવતાં જેનો હમેશાં છળ કર્યો હોય–જેને પજવવામાં કે હેરાન કરવામાં ક્યાશ રાખી ન હોય–તેણે કરેલા ઉપકારની ઓળખાણ તેના મૃત્યુ પછી થવાથી, તેના સ્મરણથી અને અનુતાપથી આખી જીંદગી સુધી આંસુ પાડતાં બેઠેલાં લોક ઘણાના જોવામાં આવ્યાં હશે! જન્મારાના હાડવેરીને મૃત્યુએ જીવજાન દોસ્ત બનાવ્યાનાં પણ ક્યાંક ક્યાંક

નજરે પડે છે. વ્યક્તિના ખાનગી દાખલાઓમાં આવાં દૃષ્ટાન્ત ઘણાં મળી આવે છે.

વ્યક્તિના લૌકિક વ્યવહારમાં પણ આવાં દૃષ્ટાન્તો અનેક મળી આવે છે. કોઈ પણ દેશનો ઇતિહાસ વાંચતાં તેમાં જેને આજ દેશ-શત્રુ કહીને શૂળીએ ચડાવવામાં આવે, બાળીને ભસ્મ કરવામાં આવે, કે ફાંશીએ લટકાવવામાં આવે, તેને જ કાલે મહાન્ દેશભક્ત ગણી પત્થરનાં કે ધાતુનાં પૂતળાં બેસારી દેવની પેઠે તેની પૂજા કરાય છે, એવા દાખલા મળ્યા વગર રહેશે નહિ. ઇંગ્લંડના ઇતિહાસમાં તો આવાં દૃષ્ટાન્તો કેટલાં બધાં છે. જીવનની બળતી જ્યોતિએ જેના ખરા સો ટચના ગુણ દૃષ્ટિગોચર થવા નહિ દીધા તેના તે ગુણ મૃત્યુના ઘોર અંધકારે પ્રકાશમાં આણ્યા છે, અને તેની ખરી સ્થિતિ આખા જગતમાં જાહેર કરવાનું શ્રેય મૃત્યુંએ મેળવ્યું છે. ઘણે પ્રસંગે પહેલાં પ્રસિદ્ધિમાં આવેલા મનુષ્યના પણ ખરેખરા ગુણ અને ખરે-ખરી કામગીરી—યોગ્યતા—તેના મૃત્યુ પછી જ સમજાય છે. જે જાહેર-નામા (ઢંઢેરા)ને હિંદુસ્તાનનો 'સુવર્ણપટ' કહે છે, તે ૧૮૫૭માં પ્રસિદ્ધ થયું ત્યારે તેમાંના ઉચ્ચ તત્ત્વનું, ઉદાર ધ્યેયનું, સમદૃષ્ટિનું અને ન્યાયનીતિનું પુરસ્કર્તૃત્વ તે વખતના મુખ્ય પ્રધાનને જ મળ્યું હતું. પરંતુ મૃત્યુએ ખરી હકીકત બાહેર પાડીને તેનું ખરૂં શ્રેય સ્વર્ગવાસી મહારાણી વિક્ટોરીયાને અર્પી આપ્યું: અને એ રાજસ્ત્રીના ખરા ઉંચા હૃદયની ઓળખાણ હિંદુસ્તાનની પ્રજાને કરાવી. ગોપાળરાવ ગોખલે-ના સંબંધમાં પણ તેમ નહિ બને એમ શા ઉપરથી કહેવાય ! તેમના ઘણાખરા ગુણાવગુણ લોકોને—સામાન્ય જનસમૂહને અગોચર હતા તે હવે-તેઓ આ લોક છોડીને ગયા પછી-સમજાશે કે સમજાવા લાગ્યા છે. હિંદુ, મુસલમાન, યાહુદી, પારસી, જૈન, લિંગાયત, સ્માર્ત્ત,

વૈષ્ણવ, દેશી ખ્રિસ્તી, અને એંગ્લો ઇંડિયન સર્વેને ના. ગોપાળરાવના મૃત્યુથી પોતાને ભારે હાનિ થઈ, એમ લાગવા માંડયું છે, એ નિઃશંક છે. પરંતુ ગોપાળરાવ જીવતા હતા ત્યારે તેમને સર્વેએ એક સરખી રીતે પોતાના ગણ્યા હતા કે ? તેમ હોત તો મરણના પાંચ સાત દિવસ પહેલાં જ ' અમે તમારો જીવ લઇશું' એવી ધમકીના પત્રો તેમને મળ્યા હોત ? તેમ હોત તો ચાર પાંચ વર્ષ ઉપર તેમને પીસ્તોલથી ઉડાવી દેવાનો પ્રયત્ન થયેલો કહેવાય છે, તેમ શા માટે થાત ? અર્થાત્ ના. ગોપાળરાવ જેવા રાજમાન્ય અને લોકમાન્યની ખરી ઓળખાણ તેમની હયાતીમાં કોઇને થઇ નથી. નિદાન હયાતીમાં તે જોઈએ તેટલે અંશે પડી નથી, એ તો નક્કી. તે ગયા, મૃત્યુએ તેમને ઉપાડી લીધા, તેમની જગા ખાલી પડી, ત્યાર પછીજ તેમની ખરી યોગ્યતા અને ખરી કિંમત આપણને પણ સમજાતી થઈ, એમાં ના કોણ કહેશે ? મૃત્યુએ તેમના જીવન પર જે નવો પ્રકાશ પાડયો છે, તેના અનુરોધથી તેમના જીવનચરિત્રમાંની કેટલીક બાબતોનું અવલોકન કરવું અને તેમાંથી જે કાંઇ નિષ્પન્ન થાય તે ગ્રહણ કરવું એટલું જ હવે આપણા હાથમાં રહ્યું છે !



# પ્રકરણ ૧ લું.



## કુટુંબની પૂર્વપીઠિકા.

ના. ગોખલેના કુટુંબનું મૂળ વતન કોંકણ પ્રાંતમાં રત્નાગિરી જીલ્લામાં ચિપળુણ તાલુકામાં, ગુહાગર પેટામહાલમાં

**ગોખલેનું કુટુંબ.**

વેળણેશ્વર નામનું નાનું ગામડું છે. મહારાષ્ટ્રમાં ગોખલેનાં જેટલાં કુટુંબો છે, તે તમામનો સંબંધ વેળણેશ્વરના ગોખલેની સાથે લાગતો જણાય છે. ગોખલેનું કુટુંબ મહારાષ્ટ્રના ઇતિહાસમાં સુપ્રસિદ્ધ થયેલું છે. મહારાષ્ટ્રમાંનાં સરદારોમાં રાસ્તેનું નામ સર્વેને જાણીતું છે. આ રાસ્તે તે મૂળના ગોખલે. શાહુમહારાજની કારકીર્દિમાં એમના મૂળ પુરુષનો ઉદય થયો. તેનો વ્યવહાર પ્રમાણિક ને પૈસાટકા સંબંધનું વર્તન રાસ્ત જોઈ, શાહુમહારાજે તેમને ગોખલેના ‘ રાસ્તે ’ બનાવ્યા હતા એવું સાંભળવામાં છે. ગોખલેના કુટુંબમાં ખાસ કરીને વ્યવહારમાં રાસ્તપણું વિશેષ હતું, એટલું આ ઉપરથી અનુમાન બાંધવાને અડચણ નથી. આ ‘ રાસ્તપણું ’ જેમ શાહુમહારાજની કારકીર્દિમાં રાસ્તેના મૂળ પુરુષનામાં વિશેષપણે દેખાઇ આવ્યું તેમ જ એ ગુણ આ કુટુંબની બીજી શાખામાંના એક પુરુષમાં બીજે સમયે દેખાઇ આવે તો તેમાં નવાઇ શી ? તેનું બી તે કુટુંબમાં જ છે એટલે સમયપરત્વે તેને અંકુર ફૂટે જ. દાદા પરદાદાના શારીરિક કે માનસિક વિશેષ ગુણ તેના પૌત્ર–પ્રપૌત્રમાં પ્રાદુર્ભૂત થયાનું શાસ્ત્રજ્ઞોને અવગત છે જ.

વેળણેશ્વરના ગોખલે અને ગોપાળરાવ ગોખલેના પૂર્વજો મૂળના એક જ હોય તોપણ વેળણેશ્વરથી ગોખલે

**પિતૃવંશ.**

વંશની શાખાઓ જુદે જુદે વખતે જુદે જુદે સ્થળે ગઇ, અને એ પ્રમાણે તેમનો વંશ આખા મહારાષ્ટ્રમાં ફેલાયો. ગોપાળરાવ જે શાખાના ગોખલે તે શાખાના સ્થાપક મૂળ પુરુષ **બાળાજી મહાદેવ** ગોખલે હતા. ગોપાળરાવના કુટુંબના હસ્તક જે ગામનું મુખીપણું-'ખોતી'-હાલ ચાલુ છે, તે ગામ અને તે કુટુંબ **બાળાજી મહાદેવ** ગોખલેએ સ્થાપ્યાં હતાં. ગોપાળરાવ **તામનમળા**ના ગોખલેમાંના. **તામનમળા** એ ગામ **ચિપળૂણ**થી આશરે દશેક મૈલ દૂર છે. ગોપાળરાવના દાદાના દાદા **બાળાજી મહાદેવ** ગોખલે પ્રથમ **તામનમળા** આવ્યા. કિંબહુના એ ગામ તેમણે જ વસાવ્યું, અને એ ગામની "ખોતી" (મુખી) ના હક્ક સંપાદન કર્યા. પોતાનું મૂળ વતન છોડીને બીજી જગાએ જવું, ત્યાં નવું ગામ વસાવી નવા હક્કો મેળવવા, અને મેળવેલા હક્ક જીવ જાય તોપણ છોડવા નહિ, એ કામ જેવું તેવું નથી. અમેરિકા ખંડમાંની ગીચ ઝાડી તોડીને ત્યાં નવાં ગામ, નવાં શહેરો, નવાં સંસ્થાનો અને છેવટે નવું ને સાધનસંપન્ન રાષ્ટ્ર નિર્માણ કરનાર યૂરોપીયન લોકોનું સ્મરણ કરાવનારા આવા પ્રસંગો મહારાષ્ટ્રના ઇતિહાસમાં પણ પુષ્કળ છે! યૂરોપખંડમાં ચાલતા ધર્મચ્છલ અને રાજકીય પરિસ્થિતિથી કંટાળી પોતાનું જીવન વિસ્તીર્ણ સમુદ્રને સ્વાધીન કરનારા, અને તેની મદદ-વડે નવીન જ મળી આવેલા અમેરિકા ખંડમાં જઇ, ત્યાંનાં જંગલોને રમ્ય ઉપવનનું અને સાધનસંપન્ન નગરીઓનું સ્વરૂપ આપનારા લોકને ખરેખર ધન્ય છે! તેમનું પરાક્રમ અતુલ. પરંતુ તેથી ઓછા પ્રમાણમાં પણ તે જ પ્રમાણે મહારાષ્ટ્રમાં બન્યાનું ઇતિહાસ

અભ્યાસીઓ જાણે છે. મહારાષ્ટ્રના ઇતિહાસમાંના આવા પ્રસંગો શોધીને તે નવી પેઢીની પ્રજાની જાણ માટે કોઈ પ્રસિદ્ધ કરે તો મહારાષ્ટ્રમાં કર્તબગારી કેવી હતી ને હજી કેવી છે ને નવી પ્રજાના ખ્યાલમાં આવે; અને પાછલાં દૃષ્ટાન્તો ઉપરથી ભવિષ્યની પ્રજામાં સ્ફૂર્તિ પણ આવે. ઉભું હોય તેને પાડવામાં દેખાતા કર્તૃત્વના કરતાં, નવું બાંધવામાં પ્રગટ થતું કર્તૃત્વ ખરેખર ઉચ્ચ પ્રતિનું છે. આવું કર્તૃત્વ એક સમયે મહારાષ્ટ્રમાંના પુરુષોમાં સર્વત્ર હતું. નાનાં નાનાં ગામડાં ગોઠડાંથી માંડીને મોટાં રાજ્ય સુધીમાં પોતપોતાના ગજા પ્રમાણે સર્વત્ર કર્તૃત્વપ્રધાન પુરુષો હતા; અને તે અંદર અંદર જ બાથંબાથા ન કરતાં બહાર પડી, નવીન કામગીરી ઉપાડી પોતાની કર્તૃત્વશક્તિનો ઉપયોગ દેશના કામમાં કરતા હતા. 'શું કરવું,' 'ક્યાં જવું,' એવી જપમાળ જપનારા આ દેશના હાલના જુવાનોને બાળાજી મહાદેવ ગોખલે જેવા એક સામાન્ય પુરુષ પાસેથી ઘણું શિખવાનું મળે છે. ગોપાળરાવ ગોખલેમાં ચાલુ સંસ્થાઓનું સંગોપન કરીને તેમાં નવો નવો ઉમેરો કરવાની, અને નવીન સંસ્થા નિર્માણ કરી તે ચલાવવાની શક્તિ હતી. વિઘાતક ખટપટના કરતાં વિધાયક ઉદ્યોગ તરફ જ તેમના મનની પ્રવૃત્તિ રહેતી. તેનું બીજ તેમના દાદાના દાદાની કર્તબગારીમાં હતું એમ કહી શકાશે નહિ? પરિસ્થિતિ જોઇને તેને અનુરૂપ પોતાની બુદ્ધિનો અને સામર્થ્યનો ઉપયોગ નવાં કાર્યો કરવામાં બાળાજી મહાદેવ ગોખલેએ કર્યો. પોતાનું મૂળ વતન છોડી નવું ગામ વસાવ્યું અને ત્યાં પોતાનો નવો સંસારવ્યવહાર જમાવ્યો; ગોખલે વંશનો નવો રોપ વાવી તેને ઉછેર્યો. તેમની એ કામગિરિમાં અને ગોપાળરાવ ગોખલેની ગયાં પચીશ વરસની કામગિરિમાં મળતાપણું પુષ્કળ છે. મૂળ બીજ એક હોય તેનો

વિકાસ નવી પરિસ્થિતિમાં નવા સ્વરૂપે થયો, એવા જ એ સાધર્મ્યની મિમાંસા કરવાને શી હરકત છે?

**બાળાજી મહાદેવ** ગોખલેના ચિરંજીવ **ભાસ્કર બાળાજી** ગોખલે તે ગોપાળરાવના દાદાના બાપ. **ભાસ્કરરાવના** ચિરંજીવ **શ્રીધરપંત** તે ગોપાળરાવના દાદા. આ બેઉ વિશે અહીં વિસ્તૃત માહિતી આપવાનું ખાસ કાંઇ પ્રયોજન નથી. **શ્રીધરપંતને** ચાર દીકરા હતા. તેમાંના **અંતાજીપંત** અને કૃષ્ણરાવ એ પ્રથમની સ્ત્રીના. કૃષ્ણરાવને ચાર મહિનાના મૂકીને જ તેમનાં માતુશ્રી મરણ પામ્યાં, એટલે **શ્રીધરપંતે** બીજી વખત લગ્ન કર્યું. બીજી વખતનાં સ્ત્રીથી પણ તેમને બે દીકરા થયા. પહેલા **જયરામપંત** અને બીજા **માધવરાવ**. નમાયા થઈ પડેલા બંને ભાઇઓ—**અંતાજીપંત** ને કૃષ્ણરાવ—છેવટ સુધી એકદિલથી સાથે જ રહેતા. તેમના પિતાનું વલણ સામાન્ય રીતે હોય છે તેમ સ્વાભાવિક રીતે જ નવી સ્ત્રીના છોકરાઓ તરફ વિશેષ રહેતું. પણ આ બેઉ ભાઇઓએ તે બાબત મનમાં આણી નહિ કે ધાસ્તી રાખી નહિ. **અંતાજીપંત** ને કૃષ્ણરાવ એ બે ભાઈઓને ગાઢ પ્રેમ હોવાથી ગોપાળરાવને **અંતાજીપંત** વિષે અત્યંત પૂજ્યભાવ હતો; અને **અંતાજીપંતના** ઘરનાં માણસો પ્રત્યે છેવટ સુધી તેમનું લક્ષ હતું.

**મોસાળ પક્ષ.**

ગોપાળરાવના મોસાળપક્ષ વિશે જોઇએ તેટલી માહિતી હજી મળી નથી. ખરેખરી રીતે જોઇએ તો પિતૃવંશનું જેટલું મહત્ત્વ તેટલું જ માતૃવંશનું છે. છોકરાનું ચારિત્ર બરાબર સમજવા માટે માતા ને પિતા બંનેનાં ચારિત્રની—છેવટે પ્રકૃતિસ્વભાવની માહિતીની તો આવશ્યકતા છે જ. પરંતુ માતૃવંશ વિષે ઘણે ભાગે તેટલી કાળજી આપણામાં કોઈ રાખતું નથી. ગોપાળરાવના ચરિત્ર ઉપર તેમના માતૃવંશ વિશે

પુરતી માહિતીથી ખચિત વિશેષ અજવાળું પડી શક્ત. ગોપાળરાવન જે જે ગુણોનો વિકાસ થયો તે સર્વાંશે તેમના પિતૃવંશમાંથી જ મળ આવવા જેવા નથી. ઓજસ્ અને માર્દવનું જે રમ્ય સંમેલન ગોપાળ રાવનામાં થયું હતું, તેની મિમાંસા બરોબર થવા માટે કૃષ્ણરાવ શ્રીધરપંત, ભાસ્કરપંત ને બાળાજીપંતના ચરિત્રનું જ્ઞાન અવશ્ જરૂરનું છે જ; પરંતુ તે સાથે તેમની મા, દાદી વગેરેના ચરિત્રની પણ જરૂર તેટલી જ છે. પરંતુ અત્યારે તો એ માહિતી મળી શકી નથ

ગોપાળરાવના મોસાળનું ગામ કોતળુક. તે ચિપળૂણ તાલુક માંજ આશરે આઠેક મેલ છેટે છે. ગોપાળરાવના દા (માના બાપ) ભાસ્કરપંત ઓક. એ કોતળુક ગામના ખો (મુખી) હતા. ભાસ્કરપંતને ત્રણ દીકરા—ગણેશપંત, નિળોપં ને હરિપંત—હતા. દીકરી એક વાલુબાઇ તે કૃષ્ણરાવ ગોખલે પત્ની ને ગોપાળરાવનાં માતુશ્રી. તેમનું સાસરીનું નામ સત્યભામાબાઈ.

**પૂર્વજોના વિશેષ ગુણસ્વભાવ.**

ગોપાળરાવના બેઉ તરફના વડીલ સામાન્યતઃ નિરોગી અ શરીરે સુદૃઢ હતા. તેના દાદા કૃષ્ણરાવન પિતા ૭૭ મે વર્ષે મરણ પામ્યા. કૃષ્ણરાવન ભાઈ અંતાજીપંત ૮૩ વર્ષની ઉંમરના મજ બૂત બાંધાના હાલ હયાત છે. આ ઉપર તેમની શરીરપ્રકૃતિ કેવી હતી તેની કલ્પના થઇ શકશે. મોસાળપ તરફના દાદાના મરણ સમયની ઉંમર જાણવામાં આવી નથી; પરં તે તરફનાં માણસો પણ અલ્પાયુષી નહોતાં, એમ જણાય છે. ગોપાળ રાવના બેઉ મામા ૬૦—૬૦ વર્ષના થઇને મરણ પામ્યા હતા.

---

* દક્ષિણમાં સ્ત્રીઓ સાસરે જાય ત્યારે પિયરનું નામ કાયમ ન રાખ પોતાને ગમતું બીજું નામ રાખવાનો રીવાજ છે.

બેઉ વંશમાંના માણસોના કેટલાક સ્વભાવવિશેષ ધ્યાનમાં રાખવા જેવા છે. પિતૃવંશ તરફનાં માણસો ઘણે ભાગે ટેકીલાં ને સ્વાભિમાની હતાં. બીજાના ઓશિયાળા કે દબાયલા રહેવું એ તેમને પસંદ પડતું નહિ. બનતાં સુધી પોતાની જ કર્તબગારી ઉપર પોતાનો વ્યવહાર ચલાવવો એવી તેમની ટેકીલી પ્રકૃતિ હતી. સ્વાભિમાન, ટેક અને સ્વાવલંબન એ પિતૃવંશના ખાસ વિશેષ ગુણ હતા, જ્યારે માતૃવંશ તરફનાં માણસોમાં દિલદારપણું વિશેષ હતું. સાત્ત્વિકવૃત્તિ અને મનનું મોટાપણું એ ગુણ મોસાળપક્ષનાં માણસોમાં વિશેષ હતા, એમ સમજાય છે. ગોપાળરાવના ચરિત્રમાં જે ગુણો દૃષ્ટિગોચર થાય છે, તેની યથાર્થ સમજ થવા માટે તેમના પિતૃપક્ષના અને માતૃપક્ષના ઉપરના ગુણો ધ્યાનમાં રાખવા જોઇએ.

**માતા પિતા.**

ગોપાળરાવના પિતા કૃષ્ણરાવ ને માતુશ્રી સત્યભામાબાઇ સંબંધી જે માહિતી હાલ મળી છે તે ઉપરથી ગોપાળરાવનો સ્વભાવ અને તેમના મનની ઘટના સમજવામાં ઘણી મદદ મળશે, એમ લાગે છે. કૃષ્ણરાવ નાનપણમાં ભારે તોફાની ને સાહસી હતા. તે એટલી હદે કે તેમના તોફાની અને તામસીપણાને લીધે તેમને ગામનાં માણસો "વાઘોબા" કહેતા. તે સમય અંગ્રેજી અમલની શરૂઆતનો હતો અને તે કાળે આજની પેઠે શિક્ષણની જોઇએ તેવી સગવડો નહોતી. કૃષ્ણરાવને ભણવા માટે કોકણ છોડીને કોલ્હાપુર જવું પડ્યું હતું. કોલ્હાપુર સાથે ગોખલે કુટુંબનો સંબંધ ઘણો જુનો જણાય છે. કૃષ્ણરાવના કાકા કોલ્હાપુરમાં મામલતદાર હતા. આથી તામનમળાથી કૃષ્ણરાવ ભણવા સારૂ કોલ્હાપુર ગયા, અને ત્યારથી તેમનો કોંકણ સાથેનો સંબંધ લગભગ તુટયા જેવો જ થયો. તે કદી કદી કોંકણ૨

જતા આવતા, તોપણ તેમના શિક્ષણ અને પાછળથી ઉદ્યોગ ધંધા
સ્થાન પણ કોલ્હાપુર સંસ્થાનમાં થવાથી તે કોલ્હાપુર સંસ્થાનના
રહેવાશી થયા.

કૃષ્ણરાવ કોલ્હાપુરમાં જે નિશાળે ભણતા એજ નિશાળમ
ન્યા. મૂ. રાનડે પણ ભણતા. રાનડે અને કૃષ્ણરાવ ગોખલે
સહાધ્યાયી હતા એ વિશે તે વખતે કોઇને કંઇ મહત્વ લાગવા
કારણ નહોતું: પરંતુ આજ એ કર્મધર્મસંયોગ ઘણોજ મજાનો લા
છે. ગોપાળરાવના ભૌતિક જન્મનું પિતૃત્વ જેમને પ્રાપ્ત થવાનું હ
તે કૃષ્ણરાવ, અને ગોપાળરાવના આધ્યાત્મિક જન્મનું ગુરૂસ્થાન
પિતૃત્વ જ કહેવાય—જેમને પ્રાપ્ત થવાનું હતું. તે મહાત્મા રાનડે એ
નિશાળમાં, એક વર્ગમાં, એક ગુરુ પાસે સાથેજ વિદ્યાભ્યાસ કરે
યોગાનુયોગ કેટલો વિલક્ષણ! પોતાની સાથે ભણનાર આ કૃષ્ણ
છોકરો ગોપાળ ભવિષ્યે પોતાની કીર્તિ—નામના અને રાષ્ટ્રીય કુ
વ્રત ચાલુ રાખનાર, પોતાની પરંપરા વધારનાર, પોતાનો શિ
થશે, એવું તે વખતે માધવરાવને લાગ્યું હશે કે? પોતાના પુત્ર
ઐહિક આયુષ્યનો ઓઘ સર્વાંશે બદલવાને આ માધવ કારણરૂ
થશે, એવું સ્વપ્ને પણ કૃષ્ણને લાગ્યું હશે કે? પરંતુ તેમના ચિત્તમ
પણ જે નહોતું, તે જ્યારે બની આવ્યું ત્યારે કૃષ્ણ અને માધવ
સહાધ્યાયિત્વ વિષે ગતકાલ તરફ પાછા ફરી જોતાં આપણને ભા
નવાઇ લાગે છે; અને કાળના અનંત વંટોળીઆમાં અમસ્થા જ
ચીંથરાં પવન ઉપર ઊડતાં હોય એમ બહુ છેટેથી અને તૂટક રી
દેખાતું, તેજ એક બીજા સાથે બહુ નિકટપણે સંધાયેલાં હતાં એ
આપણને ખાત્રી થાય છે. આ યોગાયોગ કેવળ યદૃચ્છાથી ઘડા
આવ્યો હશે

કૃષ્ણરાવની સ્થિતિ પૈસા સંબંધી સારી નહોતી. માધવરા રાનડેના પિતા કોલ્હાપુરમાં ખાનગી કારભારી હોવાથી તેમન વિદ્યાભ્યાસમાં અડચણ આવી નહિ. વળી માધવરાવ તી બુદ્ધિના ને અભ્યાસી હતા. કૃષ્ણરાવનું શિક્ષણ અનેક કારણોથ જલદી જ બંધ પડયું, તેમને તુરત જ નોકરીમાં જોડાવું પડયું અને કાકાનો વશીલો હોવાથી તે તેમને સહેજે મળી પણ ગઇ. કાગલમાં કારકુનીમાં જોડાયા. તેમનું આખું ભરનું જીવન કાગલ માં જ ગયું.

કૃષ્ણરાવનું કામ ચોખ્ખું ને સ્વભાવ ટેકી હતો, તેમને કારણ વગર કોઇ એક અક્ષર પણ કહે તો તે સહન થતું નહિ. આ પ્રસંગે તે પોતાના ઉપરીની પણ શરમ રાખતા નહિ. એક વખતે તેમન ઉપરી કામની તપાસણી માટે આવેલા, ને પાંચ દસ માણસની રૂબ કાંઇક વધારે પડતું બોલ્યા. પોતાનું કામ બરાબર હોવા છતાં ઉપર વધારે પડતું બોલે, ને તે વળી ઘણા માણસોની સમક્ષ, તે કૃષ્ણ રાવથી સંખાયું નહિ. તે વાઘની પેઠે ધુરકીને ઉપરીના ઉપર ધસ્ય પાસેનાં માણસે એ તેમને ઝાલી રાખી શાન્ત કર્યા, એ વાત જુદી પરંતુ આ પછીથી તેમના ઉપરીની તેમની ઉપર જે સારી લાગણ થઇ, તે છેવટ સુધી કાયમ રહી હતી. તેમના ટેકીલ સ્વભાવને લી તેમની ઉપર તેમના ઉપરીનો અતિશય વિશ્વાસ બેઠો હતો.

કૃષ્ણરાવની સ્ત્રી સત્યભામાબાઈ મોટા મનની અને સત્ત્વશીલ હતી. એ સ્વભાવે ઘણી ગરીબ ને દેવભોળી હતી. કદી કોઇને વધા પડતું બોલવું કે ખરાબ જવાબ દેવો એ તે સમજતી જ નહોતી પોતાનું કામકાજ મુગે મોઢે કર્યા કરવું, પોતાનો સંસારવ્યવહા બડબડાટ કર્યા વગર ચલાવવો, અને બ્રાહ્મણાદિને સંતુષ્ટ રાખ

આ મનુષ્યજન્મનું સાર્થક કરવું, એટલું જ તે જાણતી હતી. કોઇનું કાંઇ વધારે ઓછું હોય તો પેટમાં રાખવું, અને કોઇની સાથે બોલાચાલી ન કરતાં થતા આઘાત શાન્તપણે સહેવા, બને ત્યાં સુધી સર્વની સાથે સલુકાઇથી વર્તવું, એવી તેની વૃત્તિ હતી. તે વખતના જમાના પ્રમાણે તેમને કક્કાનું એ જ્ઞાન નહોતું, પરંતુ તેમની સ્મરણશક્તિ બહુ વિલક્ષણ હોવાનું કહે છે. તેમની પતિનિષ્ઠા કેવી હતી એ એક નાનકડી વાત ઉપરથી જણાશે. કૃષ્ણરાવ મરણ પામ્યા પછી આ સાધ્વી સ્ત્રીએ તેમનું એક ધોતીકું પોતે મરતાં સુધી પોતાની પાસે સાચવી રાખ્યું હતું. આ વાત ક્ષુલ્લક લાગે છે, પરંતુ સત્યભામાબાઇની સાત્વિક નિષ્ઠાની, પતિ વિષેના પૂજ્યભાવની અને તેમની સામાન્ય ધાર્મિક વૃત્તિની આ મજબુત સાક્ષી છે!

પોતાના પૂજ્ય અને પ્રિય મનુષ્યોના સ્મરણાર્થે તેમની કોઇ વસ્તુ આ પ્રમાણે સંઘરી રાખવાની પદ્ધતિ હાલમાં જો કે બહુ નજરે પડતી નથી, પરંતુ પતિના મૃત્યુ પછી તેના વિરહદુઃખનું વર્ણન કરનારાં કાવ્યો લખે કે તેના ગુણાનુવાદ ગાવા માટે ગ્રન્થ લખે તોપણ આ સાદી બાબતથી સાદા, સરળ ને પ્રેમાળ હૃદયનું જે ચિત્ર આંખ આગળ ખડું થાય છે તે એ કાવ્યો કે ગ્રન્થોથી થવાનું નહિ. પતિપ્રત્યેની નિષ્ઠાથી તેની સાધારણ વસ્તુનું પણ જે મુલ્ય વધે છે તે રૂપીઆથી કે મહોરોથી આંકી શકાતું નથી. આવા અસ્ફુટ પ્રેમની મહત્તા જાતિ અનુભવથીજ સમજી શકાય તેવી છે. વિલક્ષણ બુદ્ધિવાળાને આ બાબત ગમે તેવી નજીવી કે ગાંડાઇભરેલી લાગે; પરંતુ પ્રેમાળ હૃદયને અત્યંત ઉંડી અને પવિત્ર મનોવૃત્તિની આ સાક્ષ અત્યંત પૂજ્ય લાગવી જોઇએ; અને ગોપાળરાવને તેવી લાગતી હતી પણ ખરી તેમજ પણ પોતાની માએ પૂજ્યભાવથી સાચવી રાખેલું પોતાના પિતાનું ધોતીઉં તેટલા જ પૂજ્યભાવથી સંભાળી રાખ્યું હતું.

કૃષ્ણરાવ ને સત્યભામાબાઇ એ બન્ને તેમના વડિલોના પ્રમા
માં અલ્પાયુષી જ મરણ પામ્યાં હતાં એમ કહેવું જોઈએ. કૃષ્ણરાવ
પિતા ૧૮૮૯ ની સાલ સુધી જીવતા હતા, અને મરણ વખતે તેમ
ઉંમર ૭૭ વર્ષની હતી; પરંતુ કૃષ્ણરાવનું આયુષ્ય માત્ર ૪૨ વર્ષ
જ ખલાસ થયું. કારકુનીથી આરંભ કરીને પોતાના કામની ચોખવટ ર
હોંશીયારીથી ફોજદાર સુધી પહોંચ્યા હતા. તે સન ૧૮૭૯ ની સાલ
મરણ પામ્યા. કૃષ્ણરાવના પિતાની પ્રકૃતિ ઘણે ભાગે રોગી હ
તોપણ વૃદ્ધાવસ્થામાં તેમને દમનો રોગ લાગુ પડયો હતો. તે પ્રમાણ
જોતાં કૃષ્ણરાવને બહુ અલ્પાયુષ્યમાં જ રોગે ઘેરી લીધા. ચાળ
પુરી થતાં પહેલાં જ તેમને મધુમેહનો રોગ લાગુ થયો હતો,
આગળ બહુમૂત્ર જવાનો વિકાર થઇ, તેથી જ તે મરણ પા
કૃષ્ણરાવનો સ્વભાવ તેમના વડિલના પ્રમાણે ખર્ચાળ હોવ
તેમણે પૈસો બીલકુલ એકઠો કર્યો નહોતો.

કૃષ્ણરાવની હકીકત ઉપરથી તે અને તેમનાં પત્નીના કેટ
મુખ્ય મુખ્ય ગુણ છેવટે લક્ષમાં રાખવા એ ઠીક છે. કૃષ્ણરાવ

**માબાપના વિશેષ ગુણ.**

**નિશ્ચયી, સ્વાભિમાની, પ્રામાણિક** ર
પ્રસંગ આવે કોઈની પરવા ન કરનારા **ટેકી**
હતા. તેમના સ્વભાવમાં કંઈક તામસી
હોવાથી તેનું નાનપણનું "વાઘોબા" મોટ
પણ કેટલેક પ્રસંગે અન્વર્થક થતું. સત્યભામાબાઈ સ્વભાવે ગર
**મહેનતુ, સત્ત્વશીળ, નિષ્ઠાવાન** અને **પ્રેમાળ** હતાં, તે
**સહનશીલતા** ને **ધાર્મિકવૃત્તિ** અતિશય હતી. તેમની સમજ પ્ર
પૂજ્ય માણસો વિષે તેમના મનમાં આદર અતિશય રહેતો.
દમ્પતીના આ ગુણોનું મિશ્રણ તેમના પુત્રમાં બેમાલુમ રીતે
થયું હતું તે આગળના તેમના જીવનવૃત્તાન્ત ઉપરથી જણાઇ આ

# પ્રકરણ ૨ જું.

## જન્મ અને વિદ્યાભ્યાસની શરૂઆત.

---

**જન્મ.** કૃષ્ણરાવ કાગલમાં હતા તોપણ સત્યભામાબાઇ સુવાવડ માટે તામનમળા જ જતાં એમ જણાય છે. માત્ર ગોપાળરાવના પ્રસંગે તે પોતાને પિયેર—કોતળુક—હતાં. ત્યાં એકને ઘેર એટલે તેમના મોસાળમાં ગોપાળરાવનો જન્મ તા. ૯ મી મે સન ૧૮૬૬ ના રોજ થયો. જન્મ વખતે આ બાળક ભવિષ્યમાં આખા ભરતખંડના ભૂષણરૂપ થશે એમ કોઇને પણ લાગ્યું હશે ? કોંકણના એક ખૂણામાં આવેલું નાનકડું ગામડું. પરંતુ આજ એ ગામડાની જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી જ કહેવાશે ! ભરતખંડમાં ખૂણે ખાચરે આવાં નરરત્નો કેટલાંએ ધૂળમાં ઢંકાઇ રહ્યાં હશે ! એ જ્યાં સુધી જગતની નજરે ચઢવાં નથી, અને ધૂળમાંથી બહાર નીકળી ઓપમાં આવી શકયાં નથી, ત્યાં સુધી તે હોય કે ન હોય એ સરખું જ છે.

પરંતુ કોતળુકમાં જન્મેલું આ રત્ન આ દેશના સદ્ભાગ્યે ધૂળમાં ઢંકાઇ રહ્યું નહિ. ગોપાળરાવ બે મહિનાના થયા એટલે આ રત્નને લઇ તેની માતા તામનમળા ગઇ, અને ત્યાં ચાર પાંચ મહિના રહીને પછી પોતાના પતિ પાસે કાગલ આવી. એક રીતે આ ઉત્તમ જ થયું ! ભવિષ્યે સુધરેલા જગત્ ઉપર પોતાનો યશરૂપી સુગન્ધ ફેલાવવા જન્મેલું આ દિવ્ય પુષ્પ શરૂઆતના થોડાક મહિના ગામડાની વન્યસૃષ્ટિના ખોળામાં રમતું રહ્યું એ ઉત્તમ જ થયું. ગામડામાં રહેવાથી વનવગડાની સુન્દર સૃષ્ટિનું કુદરતી સૌન્દર્ય અને માધુર્ય તેમના

શુદ્ધ અન્તઃકરણમાં ભર્યું હશે. કુદરતનું સાદાઇરૂપી પાણી તેના સ્વભાવના પાયામાં પુરેપુરૂં ભર્યું હશે. દૂષિત થયા વિના વાતાવરણમાંના વાસ્તવ્યથી નિર્વ્યાજ કોણ જાણે ભવિષ્યે આ બાળકને શહેરમાંનાં -રાજધાનીમાંનાં-પરદેશમાંનાં વિવિધરંગે રંગાયેલાં અને કૃત્રિમતાના વિવિધ પ્રકારે શણગારાયેલાં ઉપવનોમાં મહાલવાનો પ્રસંગ આવવાનો છે માટે પ્રથમથી જ પોતાની છાપ તેની ઉપર પાડવી કે જેથી બહારના રંગનો અને કૃત્રિમ રીતે ચઢાવેલા ઢોળનો ગમે તેટલો સંપર્ક થાય, તોપણ તેનું મૂળનું શુદ્ધ સ્વરૂપ લુપ્ત ન થાય. ભવિષ્યની આવી ઉચ્ચતમ લાગણીથી જ કુદરતે પોતાના આ લાડકા બાળકને તેના જીવનની શરૂઆતના સાત આઠ મહિના પોતાના ખોળામાં રમાડ્યું હશે ! ગમે તેમ હો, પણ જીવનની શરૂઆતના સાત આઠ મહિના પછી ગોપાળરાવ કોંકણમાંથી કાગલમાં આવ્યા તે ઘણાં વર્ષો સુધી ત્યાં જ રહ્યા. લગભગ દશ વર્ષની ઉંમર થતાં સુધી તે કાગલમાં જ રહ્યા હતા. તેમનો મરાઠી વિદ્યાભ્યાસ ત્યાં જ થયો. તે વખતના તેમના શિક્ષક અને સહાધ્યાયી કોણ કોણ હતા તે જાણવામાં આવ્યું નથી.

**માતાના ગુણની અસર-પાપભીરૂતા.**

ગોપાળરાવની મા અતિશય પાપભીરૂ હતી અને તેનો એ ગુણ નાનપણમાં જ ગોપાળરાવનામાં ઉતર્યો હતો. તે મરાઠી નિશાળમાં ભણતા તે વખતની એક વાત સાંભળવામાં આવી છે તે ઉપરથી આ વિશેની પ્રતીતિ થાય છે. તે ત્રીજા કે ચોથા ધોરણમાં હતા ત્યારે ગણિતનો એક દાખલો ઘેરથી ગણી લાવવા શિક્ષકે વર્ગના છોકરાઓને લખાવ્યો. બીજે દિવસે જોતાં વર્ગમાંના ઘણા ખરા વિદ્યાર્થીઓને તે દાખલો આવડ્યો નહોતો, માત્ર ગોપાળરાવનો ખરો હતો. આથી મહેતાજીએ તેમને પહેલો નંબર આપ્યો, ને તેમનાં વખાણ કરી

શાબાશી આપી, બીજા વિદ્યાર્થીઓને ઠપકો આપ્યો. મહેતાજીએ પોતાનાં વખાણ કર્યાં તે સાંભળતાં ગોપાળરાવને રોવું આવ્યું. તે ડુસકાં ભરવા લાગ્યા, ને તે કેમે કર્યાં રહે નહિ! મહેતાજીને કે બીજા છોકરાઓને આનું કારણ સમજાયું નહિ. છેવટે મહેતાજીએ ગોપાળરાવને પોતાની પાસે બોલાવી મમતાથી પૂછ્યું, "ગોપાળા! તું કેમ રુવે છે? તને શું થયું છે? તારો દાખલો ખરો છે, તું પહેલે નંબરે આવ્યો છે, આ જોઇ બીજા છોકરાને રોવું આવે, પણ તું કેમ રુવે છે? તને કાંઇ થાય છે? છાનો રહે–રોઈશ નહિ."

પણ મહેતાજીના આ મમતાભર્યા સાન્ત્વનથી તેમનું રોવું ઘટવાને બદલે ઉલટું વધી પડ્યું. તે મહેતાજીને પગે પડીને બોલ્યા, "મારે પહેલો નબર નથી જોઈતો! એ જગાએ મારાથી બેસાતું નથી. મારી પાટીમાંનો દાખલો ખરો છે, પણ તે મેં ગણેલો નથી. ઘેર બીજા પાસે તે ગણાવ્યો હતો. મેં છેતરપીંડી કરી હતી. હું શાબાશીને લાયક નથી છતાં મને મળે છે, તે મને જોઈતી નથી. મારાથી તે સંભળાતી નથી. મારી ઉપર દયા કરો, ને મને આ ઠગાઈ માટે માફ કરો."

ગોપાળરાવનાં ડુંસકાં અને તેની સાથે સાથે જ તેમના મોઢામાંથી નીકળતી આ હકીકત, તેમને થતો ભારે પશ્ચાત્તાપ, એ સઘળુંજ વિલક્ષણ હતું. ખરેખર એ વખતે સર્વેને આ વિલક્ષણ લાગ્યું હશેજ.

બીજાને પુછીને દાખલા કરી જનારા વિદ્યાર્થીઓ નિશાળોમાં થોડા હોતા નથી. તેમાં ખોટું લાગવા જેવું શું છે? વર્ગમાંના છોકરાઓને ગોપાળના આ વર્તનની નવાઈ લાગી. તેઓ ઘડીવાર ચકિત થયા. તેમને ગોપાળનું રોવું કેવળ ગાંડાઈ ભરેલું લાગ્યું હશે. એમ લાગે એવા શિક્ષકો પણ ઘણા છે. ગોપાળરાવની આ રીતભાતથી

હસનારા ને તેમને 'રોતલ' કહેનારા છોકરા તેમના વર્ગમાં ઘણા હશે. આજ પણ આવી બાબત માટે છોકરા છોકરાઓમાં મશ્કરી જ થશે. પરંતુ બાળસ્વભાવની સરળતા ને હૃદયની કોમળતા જે સમજે છે, તે આવી બાબતની મશ્કરી કદી નહિ કરે. મહેતાજીના લક્ષમાં ગોપાળના રોવાનું રહસ્ય આવ્યું કે નહિ કોણ જાણે! આજ આ વિશે વિચાર કરતાં, આ બનાવમાં ગોપાળરાવની નૈતિક પવિત્રતાનું રહસ્ય સમાયેલું છે, એમ સૂક્ષ્મ દૃષ્ટિથી જોનારને લાગ્યા વિના નહિ જ રહે. ગોપાળરાવને રોવું શા માટે આવ્યું? પોતાને દાખલો ગણતાં ન આવડ્યો ને બીજાની પાસે ગણાવ્યો તે માટે? કે દાખલો ખરો ન આવડવા માટે શિક્ષકે બીજા છોકરાઓને સારી પેઠે ઠપકો દીધો તે માટે? ઉપર ઉપરથી જોનારને એમ લાગશે કે ગોપાળરાવની માત્ર આ ગાંડાઇ જ છે. મહેતાજીએ કરવા આપેલો પાઠ પોતાને ન આવડે તો બીજાને પુછીને કરી જવો. એ સરળ છે; આળસુ છોકરાની પેઠે 'મને આવડતો નથી' એમ કહીને બેસી પડવું એ જ ખોટું છે. લેસન બરાબર કરી લાવનાર છોકરાને મહેતાજી શાબાશી આપે અને લેસન ન કરી લાવનારને ઠપકો દે એ પણ બરાબર જ છે. તો પછી ગોપાળરાવે રોવું શા માટે? ગોપાળરાવને જે રોવું આવ્યું તે આમાંની કોઇ પણ બાબત માટે નહિ, પણ નીતિની અત્યંત કોમળ ભાવનાને લીધે. તત્ત્વપંથની જુદી જુદી વિચારશ્રેણિઓ વાંચીને, કાયદામાંના શબ્દચ્છલોનો અને છુટક બારીઓનો અભ્યાસ કરીને 'કામ થવાનું કારણ, પછી તે સારૂ માર્ગ ગમે તે ભલે લેવો પડે!' એ મંત્રના જપ અને પુરશ્ચરણથી જગતના અખાડામાં મનને ઘણું મજબૂત બનાવ્યું હોત—તે "ઉસ્તાદ" બન્યા હોત-તો નીતિની આ કોમળ ભાવના તેમના મગજમાં ઉદ્ભવવા પામી જ ન હોત! પરંતુ તેમની

ન્યાયબુદ્ધિ અને સદ્દસદ્‌ભાવના સ્વયંભૂ-જન્મની સાથે જ પ્રાપ્ત થયેલી-માતાના દૂધની સાથે જ તેમના જીવનપ્રાણમાં મળી ગયેલી-હોવાથી તેમને બીજાને પુછીને દાખલો ગણી જવો, ને તે પોતે જ કર્યો છે એમ ગણાવવું અને તેની શાબાશી પોતે લેવી, એ અન્યાયી--ચોરી જેવું-જૂઠાણું-છે, એમ લાગ્યું; અને એવું પાપ પોતાનાથી થયું છે, એ માટે મુગ્ધ શુદ્ધ હૃદયના એ બાલકને અત્યંત ખરાબ લાગ્યું. 'જે શ્રેય-ફળ પોતાનું નથી તે પોતે લેવું એટલે ચોરી-પાપ,' એવી તેની દૃઢ ભાવના બંધાયલી હતી. 'મેં દાખલો ગણી આણ્યો છે, પણ તે બીજાને પુછીને ગણ્યો છે' એમ પહેલાં જ તેણે મહેતાજીને કહ્યું હોત, કે કહેવાનું તેને સુઝયું હોત, અને તે જણાવ્યા પછી-જાણ્યા પછી પણ મહેતાજીએ તેને શાબાશી ને પહેલો નંબર આપ્યો હોત; તો તે માટે તેને ખોટું લાગત નહિ. પરંતુ 'દાખલો પોતે જ કર્યો છે' એવી સમજ મહેતાજીની થવા દીધી, અને તે ખરેખરી રીતે બીજાએ કરેલો છતાં પોતે બીજાનો નંબર પડાવી લીધો, એ તે બાળકના કોમળ કાળજાને ખુંચવા લાગ્યું; અને પ્રખર નીતિદેવતાએ ઉત્પન્ન કરેલો તીવ્ર મનસ્તાપ તેનાથી સહેવાયો નહિ. તે ડુસકાં મારફત બહાર નીકળ્યો; અને મહેતાજીને તથા છોકરાઓને અચંબામાં નાખવા કારણરૂપ થયો.

ન્યાયાન્યાયબુદ્ધિનો આ અત્યંત સૂક્ષ્મ કાંટો, નીતિભાવનાની આ અલૌકિક કોમળતા, અને અત્યંત તીવ્રપણે મનને વ્યાપી નાખનારી આ પાપભીરુતા, આટલી નાની ઉંમરમાં અને આવી પરિસ્થિતિમાં કેટલાં બાળકોમાં મળી આવશે? ગમે તે પ્રકારે ઉંચો નંબર મેળવ્યો, કે મહેતાજીનો ઠપકો ન મળ્યો એટલે થયું, એવી જ વૃત્તિ ઘણાંખરાં છોકરાંની હોય છે; તેવી આ બાળકની નહોતી, એ જ તેનું વિશેષત્વ.

બીજાથી જુદો પાડનારો તેનો આ જ ગુણ. આને લીધે જ આ છોકરો નાનપણથી જ અદ્વિતીય હતો, એમ સિદ્ધ થાય છે. બાળક ગોપાળનામાં દૃશ્ય થએલી આ પાપભીરૂતા નામદાર ગોપાળરાવનામાં છેવટ સુધી તેવી જ ટકી રહી હતી. એટલું જ નહિ પણ કદાચ વિશેષ વધી હતી તેમના આયુષ્યક્રમમાંના કેટલાક ગૂઢ બનાવોનું અને અગમ્ય લાગણીઓનું રહસ્ય આમાંથી જ મળી શકે તેમ છે. 'અમુક પ્રસંગે નામદારે આમ કેમ કર્યું?' એવા સવાલ પ્રામાણિકપણે પુછનારા તે નામદારના ઇષ્ટમિત્રોમાં અને મહારાષ્ટ્રમાં બીજા ઘણા છે. એવાઓને તેમના સવાલનો જવાબ તેમના નાનપણની ઉપર આપેલી આ એક સામાન્ય વાત ઉપરથી ઘણે ભાગે મળશે. આ પાપભીરૂતા અને કેવળ બીકણપણું એમાંનો ભેદ ઘણાઓ સમજતા નથી. સંસારમાંના રમણરગડામાં અપરિપક્વ સ્થિતિમાં જ સપડાયાથી, કે પ્રપંચ-વ્યવહાર-ના પેચ ઉકેલવા જેટલું મનોબળ ન હોવાથી કે લાલચની સોબતથી લાલચુ બન્યાથી, કે પાપપુણ્યનાં મિશ્ર મોજાંથી ભરેલા ભવસાગરમાં માત્ર પુણ્યના જ જોરે જીવનનું વહાણ ચાલવાનું નથી, તેને પાપની સહાયતા પણ જોઇએ છે, એવા ભમાવનારા તત્વના ભોગ થવાથી, આપણામાંના ઘણાઓની નીતિભાવના અને ન્યાયાન્યાયબુદ્ધિ બુઠી થઇ ગએલી હોય છે; અને આપણે આપણા આચરણની લૌકિક બાજુ અને નૈતિક બાજુ એમાં ભેદ પાડતા નથી, એવા થઇએ છીએ. સારા ખોટા-ગમે તેવા સાધનવડે પોતાનો દાવપેચ સાધવાનો પ્રયત્ન કરનારને અને જગતમાં એમ જ કરવું જોઇએ, એમ દૃઢપણે કહેનારને ઉપરની પાપભીરૂતા એટલે કેવળ બીકણપણું જ લાગે; પણ **પાપભીરૂતા પવિત્ર-મંગલ હોય છે, અને બીકણપણું દુર્બલતાદર્શક હોય છે.** એકમાં દિવ્ય સાવધાનતા દેખાય છે, તો બીજામાં લૌકિક દુર્બલતા પ્રકટ થાય છે.

કાગલની મરાઠી શાળાનો અભ્યાસ પુરો થયા પછી ગોપાળરાવ-ને તેમના મોટા ભાઈ ગોવિંદરાવ એ બન્નેને અંગ્રેજી ભણવા સારૂ કોલ્હાપુર મૂકયા હતા.

**અંગ્રેજી શિક્ષણની શરૂઆત.**

ગોવિંદનું લક્ષ પહેલાંથી જ અભ્યાસ તરફ બહુ નહોતું. તથાપિ બન્નેનો અંગ્રેજી અભ્યાસ કોલ્હાપુરમાં ચાલુ હતો. તે સમયના તેમના સહાધ્યાયીઓ તરફથી ઘણી માહિતી મળશે, એવી અપેક્ષા હતી; પણ તે સફળ થઇ નથી. પ્રો. વિજાપુરકરને આ બન્ને ભાઇઓનું ઓળખાણ બહુ નાનપણથી હતું. ગોપાળરાવ પાંચ વર્ષનાને વિજાપુરકર આઠ વર્ષના હતા ત્યારથી એક બીજાનું ઓળખાણ થયું હતું; તથાપિ વિજાપુરકર મરાઠી કે અંગ્રેજી કોઈ પણ શાળામાં ગોપાળરાવના સહાધ્યાયી નહોતા, તેથી સહાધ્યાયીઓને જ જે માહિતી હોઇ શકે તે તેમને નથી. આ બેઉ ભાઇઓ કોલ્હાપુરમાં ભણતા હતા ત્યારે ધ્યાનમાં રાખવા જેવી કેટલીક બાબતો બનેલી હોવી જોઇએ. બન્ને ભાઇઓનું પરસ્પરનું વર્તન, વર્ગમાંના બીજા છોકરાઓ સાથેનો સંબંધ, શાળાના શિક્ષકો, તેમના શિક્ષણ અને આચરણની ગોપાળરાવ ઉપર થયેલી અસર વગેરે સંબંધી માહિતી હજી મળી શકી નથી. તે મળી હોત તો નિસર્ગદેવતાએ પોતાના ખોળામાં રમાડી શહેરની હવામાં મોકલેલા આ નાનકડા રોપાનું આગળ જતાં જે મહાન્ વૃક્ષ થયું તેમાં તેના મૂળના જોરનો કેટલો હિસ્સો હતો અને નાનપણના માળીઓએ કરેલી મહેનતનો કેટલો હિસ્સો હતો, એ મુકરર કરવાનો પ્રયત્ન કરવાનું તો બની શકત.

અંગ્રેજી શાળાનો અભ્યાસ અર્ધોપર્ધો થયો એટલામાં જ આ બેઉ બાળકો ઉપર દુર્દૈવનો કોપ થયો. સન ૧૮૭૯ માં કૃષ્ણરાવ

**તેમના પિતાનું મૃત્યુ.**

માંદા પડયા, અને બહુમૂત્રના દરદથી માત્ર બેંતાળીસમા વર્ષે જ તેમના જીવનનો અંત આવ્યો. સાધારણ ગરીબ સ્થિતિના કુટુંબ ઉપર ઘર ચલાવનાર મુખ્ય પુરુષનું મરણ એટલે, આકાશ તુટી પડયા જેવું જ! સત્યભામાબાઈ એકલાં નિરાધાર જેવાં થઇ પડયાં. વધારે પૈસા ન મળે. બે દીકરા છે પણ તેનું શિક્ષણ હજી પુરૂં થયું નહોતું. તે સિવાય ચાર નાની દીકરીઓ. આ નબાપાં છોકરાંની સંભાળ સત્યભામાબાઈ એકલી કેવી રીતે રાખી શકે? છોકરાનું ભણતર પુરૂં શી રીતે કરાવે? માથાનું છત્ર અચાનક ઉડી જવાથી તેમને હવે આધાર કયાં મળે?

કૃષ્ણરાવના સગા ભાઇ અંતાજીપંત કોંકણમાં જેમ તેમ કરીને ઘર ચલાવતા હતા. તેમને આ ભ્રાતૃવિયોગ અસહ્ય જ થયો. તોપણ તેમણે આ પ્રસંગે શોક સમાવીને પોતાનું કર્તવ્ય બરાબર બજાવ્યું. વિષ્ણુ પરશરામ નામના એક ગૃહસ્થની મદદથી કૃષ્ણરાવની પાછળ તેમના મોટા દીકરાને કાગલકરે પંદર રૂપીઆની કારકુનની નોકરી આપી. ગોપાળની કોલ્હાપુરમાં ભણવાની સગવડ થઇ, અને સત્યભામાબાઈ તથા છોકરીઓને અંતાજીપંતે પોતાને ગામ તેડી જઇ પોતાને ઘેર રાખ્યાં. આ પ્રમાણે તેરમે વર્ષે ગોપાળ અને અઢારમે વર્ષે ગોવિંદ નબાપા થયા.

**મોટા ભાઇની કાળજી.**

અંતાજીપંત કૃષ્ણરાવના સગા ભાઈ. તે બે ભાઇઓમાં જુદાઈ જરા પણ નહોતી એ ખરૂં; તથાપિ અંતાજીપંતની કે કૃષ્ણરાવની સાંપત્તિક સ્થિતિ બહુ સારી નહોતી. ગામની ખોતી-મુખીપણા-માં તેમનો ફક્ત એક પૈસા જેટલો હિસ્સો હતો.

તેટલા ઉપર તે જેમ તેમ કરીને ગુજરાન ચલાવતા. પરંતુ ગોપાળને ભણવા સારૂ પૈસા તેનાથી મોકલી શકાતા નહોતા. અર્થાત્ ગોપાળના શિક્ષણનો બધો ભાર ગોવિંદ ઉપર–ગોપાળરાવના 'મોટા ભાઇ' ઉપર–પડયો, ને તે તેણે ઘણા પ્રેમ તથા હોંશથી ઉપાડી લીધો. તેનું પોતાનું ધ્યાન ભણવા તરફ પ્રથમથી જ નહોતું, તેથી તેને નોકરી લેવી પડી તે માટે તેમને કાંઈજ લાગ્યું નહિ. પરંતુ ગોપાળ કાળજીથી અભ્યાસ કરનારો છે, તેને શીખવાની હોંશ છે, તેની ઉપર શિક્ષકોની લાગણી છે, તે આશાવન્ત છે, એમ તે સમજ્યા હતા. અને પોતાનું શિક્ષણ પુરૂં ન થયું તો ખેર, પણ ગોપાળરાવનું શિક્ષણ તો પુરૂં કરવું જ, એવો મોટા ભાઇએ પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો. વંશપરંપરાગત મોટાઈનું બી તેમનામાં હતું. તેમનો ગોપાળરાવ ઉપર પ્રેમ પણ તેવો જ હતો. અંતાજીપંત ને કૃષ્ણરાવની જોડીનો નમુનો ગોવિંદ–ગોપાળની આંખ આગળ પહેલાંથી જ હતો. તેથી અંતરના પ્રેમને બળવાન બનાવ્યો અને ગોપાળને પુરેપુરો વિદ્યાભ્યાસ કરાવવો, એટલું જ પોતાનું ઇતિકર્તવ્ય મોટા ભાઇને લાગવા માંડયું. મોટા ભાઈ ફક્ત અઢાર વર્ષના–છોકરવાદ ઉંમરના હતા; છતાં તેમના પ્રેમ અને મોટા મને પુખ્ત અનુભવી ગૃહસ્થના કરતાં વધારે ઉત્સાહ અને નિશ્ચય તેમનામાં ઉત્પન્ન કર્યા. ગોપાળનું ભણતર પુરૂં થતાં સુધી ગોવિંદને પોતાના સુખનો કે શાન્તિનો વિચાર પણ સુઝયો નહિ. તેમને માસિક પંદર રૂપીઆ ફક્ત મળતા હતા તેમાંથી તે પોતાનું તમામ ખર્ચ નભાવીને ગોપાળને દર મહીને આઠ રૂપીઆ મોકલતા. ભાઇનું ભવિષ્ય સુધારવા માટે કેટલી બધી કાળજી! મોટા ભાઇએ આ વખતે આટલી કાળજી–ચિંતા રાખી ન હોત, નુકસાન વેઠયું ન હોત, સ્વાર્થત્યાગ કર્યો ન હોત, આત્મભોગ આપ્યો નહોત તો

ગોપાળરાવનું શિક્ષણ ત્યાંથી જ અટક્યું હોત, ને હિંદુસ્તાનને કેટલુંએ નુકસાન થયું હોત ! પણ તેમ થવાનું નિર્માણ નહોતું જ. ગોપાળના હાથે જે મહાન્ કામો થવાનાં હતાં, તેની ઝાંખી કલ્પના પણ તે વખતે તેમના મોટા ભાઇને નહિ હોય, તોપણ કેવળ ભ્રાતૃપ્રેમને લીધે જ તેમણે પોતાના ભાઈ ગોપાળ માટે જ સમજીને જે કાંઈ કર્યું તેનો મહાન્ ઉપકાર ગોપાળ ઉપર તો થયો જ—તે કદી ભૂલ્યા નહોતા—પરંતુ આખા હિંદુસ્તાન ઉપર પણ તેમણે ઉપકારનો ભારે બોજો લાધ્યો છે, એમાં કોણ ના કહેશે ?

**ગરીબાઇનો અનુભવ.**

મોટા ભાઇ પોતાના પેટમાંથી કાઢીને પોતાના વિદ્યાભ્યાસ સારૂ પૈસા મોકલે છે એની ગોપાળને પણ સારી પેઠે સમજ—કિંમત હતી. ગોપાળ તેર વર્ષની ઉંમરનો છોકરો હતો તોપણ નાની ઉંમરમાં પોતાની ગરીબાઇ સમજીને વર્તતો. પોતાનું માસિક ખર્ચ આઠ રૂપીઆ ઉપર ન થાય તે માટે તે બહુ જ કાળજી રાખતો. દીવાબત્તીનું ખર્ચ વધારે ન થાય તેટલા સારૂ મ્યુનીસિપાલિટિના ફાનસ પાસે બેસીને તે કેટલીક વખત અભ્યાસ તેમજ બીજું કામ કરતો. આવી રીતે સરસ્વતીદેવીની ઉપાસના પૂર્ણ ભાવથી કર્યા પછી તે પ્રસન્ન કેમ ન થાય ?

તે સમયના ઘણાખરા મોટા માણસોના જીવનચરિત્રમાંથી આ જ બોધ મળે છે. તેમના વિદ્યાર્થીઅવસ્થાના દિવસો ગરીબાઇના સખત સપાટામાં ગયા હતા, તેથી જ તે આટલી બધી ઉંચી યોગ્યતાએ પહોંચ્યા હશે કે કેમ ? દર મહિને વીસ વીસ—પચીસ પચીસ રૂપીઆ ફક્ત પોતાના ચાલુ ખર્ચ સારૂ માબાપ પાસેથી મગાવનારા વિદ્યાર્થીએ આજ કાલ દરેક કૉલેજમાં હોય છે. વડીલ પાલક સંસારનું ગા

ગમે તેમ ચલાવે, પોતાના સુખનો ને કેટલીક વખતે તો જરૂરીઆત ચીજોનો પણ ત્યાગ કરે, અને છોકરાના ખર્ચ માટે વીસવીસ-પચીસ પચીસ રૂ. દર મહિને મોકલે; અને છોકરાઓ સીનેમા જોવામાં, ચાહ કોફી, કોલ્ડ્રીંગ ઢીચવામાં અને નાટકશાળામાં 'વન્સમોર' ની તાળીઓ પાડવામાં દંગ થઇ મહાલે, આવું બહુએ બને છે ! વડિલો સ્વાર્થ-ત્યાગ કરે છે, પણ તેનું પરિણામ શું આવે છે? છોકરાનો સ્વાર્થ અને પર-માર્થ એ બન્નેનો ત્યાગ-ભોગ! આ દેશના તરૂણ ગરીબ વિદ્યાર્થીઓ ગોપાળરાવના તે વખતના વર્તનની નકલ કરશે ? પોતાની નજર આગળ આ દાખલો કાયમ રાખશે ?

ગોપાળરાવ મનમોજી વિદ્યાર્થીમાંના નહોતા. તે પોતાની ગરીબી પુરેપુરી સમજતા, ને પોતાના મોટાભાઇ પોતાના માટે ઘણું કષ્ટ વેઠે છે, ને અડચણો ભોગવે છે, માટે આપણે પણ બને તેટલો ઓછો ભાર તેમની ઉપર નાખવો, એ વિષે તે હમેશાં ઘણી જ કાળજી રાખતા. તે જે વીશીમાં જમતા ત્યાં જમવાના બે દર હતા. એક સાડાચારનો ને બીજો ચાર રૂપીઆનો. સાડાચાર રૂપીઆ આપ-નારને દહીદૂધ મળતું, ને ચારવાળાને દહીદૂધ મળતું નહિ. ગોપાળરાવ બીજા વર્ગમાં જમતા. આવા ભોજનનો ગોપાળ-રાવને કેટલો કંટાળો આવતો હશે ! બીજાઓ વિવિધ વાનીઓ જમે ને પોતાને તે ન મળે, એથી તેમને પોતાની ગરીબાઈ માટે કેટલું લાગતું હશે ! પણ તેમણે કદી તે બહાર જણાવા દીધું નથી. આવી છેક જ ગરીબાઈ છતાં તે કદી કોઈ સાથે લાચારીથી વર્ત્યા નથી. ગોખલે કુટુંબનું સ્વાભિમાન અથવા માનીપણાનો ગુણ તેમ-નામાં આ ઉંમરે પણ હતો.

એક વખતે વીશીમાં જમતી વખતે બોલતાં બોલતાં "દહી

લાવ રે દહીં" એમ કહી તેણે વીશીવાળાને બૂમ પાડી. વીશીવાળાને શું? તેનામાં માણસાઇ થોડીજ હોય છે! ધુરકીને તેણે જવાબ આપ્યો: "દહીં ખાવું હોય તો સાડાચાર રૂપીયા પડે છે! ચાર રૂપરડી આપે છે ને વળી દહીં માગે છે!" પોતાની ભૂલ ગોપાળરાવના સમજવામાં આવતાં તે શરમીંદા જેવા થયા. પણ સ્વભાવ હઠ્યો માની, એટલે " વધારાના પૈસા લે પણ દહીં આપ" એમ કહી તેમણે તે વખતે દહીં લીધું. તે વખત ગયો; પણ વીશીવાળાના તોછડાઇ ભરેલા શબ્દોથી પોતાનું અપમાન થયા જેવું તેમને જે લાગ્યું હતું તે કાંઇ મનમાંથી ગયું નહોતું. તે વિષે મનમાં ટોચાવા લાગ્યું. ફક્ત આઠ આના માટે ઘણા માણસમાં આવું અપમાન થવા ન દેવું, એવું તેમણે નક્કી કર્યું, અને બીજાજ દિવસથી તેમણે વીશીવાળાને કહી દીધું કે " હું સાડાચારના દરમાં જમીશ. મને આજથી તે દરનું પીરસતો જજે. "

આ પ્રમાણે વીશીવાળા તરફથી થતું અપમાન દૂર કર્યું, પણ તેને આઠ આના વધારે આપવા પડશે તે આપવા કેવી રીતે? મોટા ભાઇ તરફથી આઠ રૂપીઆ આવે તેમાં બધું પતાવવાનું. તે માટે તેમણે એક યુક્તિ શોધી કાઢી. તે ચાર રૂપીયામાં જમતા ત્યારે (ખાડા) પડેલા દિવસના પૈસા કાપતા નહિ, પણ બીજા જમનારા પડેલા દિવસના પૈસા કાપીને હિસાબ ચુકવતા. સાડાચારના દરમાં જમવા લાગ્યા ત્યારથી તેમણે પણ પડતર દિવસના પૈસા કાપવા એવું ઠરાવ્યું. અને તેમ કરીને ભોજનખર્ચ ચારની ઉપર જવા ન દીધું. કોઇ મહિનામાં દિવસ ન પડે તો રજાના દિવસે અપવાસ કરે, વીશીમાં જમવા જાય નહિ, અને ગમે તેમ કરીને પણ ચાર રૂપીઆનો મેળ કરે. આમ કરીને પણ 'ચારમાં જમનાર ને વળી દહીં માગનાર ' એમ વીશીવાળાને કહેવા જેવું રાખ્યું નહિ.

આ અગત્યની વાતમાં ગોપાળરાવના બે ત્રણ ગુણ દેખાઇ આવે છે. એક તો તેમનો માની સ્વભાવ; બીજો દૃઢ નિશ્ચયી–અપવાસ કરવા પડે તો કરવા, પણ નીચા દરમાં જમું છું એવું સાંભળવું નહિ, અને જે છે તે પરિસ્થિતમાંજ જુદી જુદી બાબતોનો મેળ કરવો. આ ત્રણે ગુણોનો તેમનામાં આગળ ઘણો વિકાસ થયો હતો, પરંતુ તે બાળપણમાંજ બીજરૂપે તેમનામાં હતા. પોતાની ગરીબાઇ, ભોજનખર્ચ માટે ચાર રૂપીઆ કરતા એક બદામ પણ વધારે ખર્ચવાની અડચણ–ચારમાં જમે છે એવું સાંભળવામાં લાગતું અપમાન–અર્થાત્ સ્વભાવનું માનીપણું, એ એક બીજાથી વિસંગત બાબતનો તેમણે મેળ મેળવ્યો, અને પડતર દિવસના પૈસા મજરે લેવાનો તોડ કાઢીને સ્વાભિમાન સાચવ્યું, ને પોતાનું ખર્ચ પણ પણ વધવા દીધું નહિ.

બીજી એક આવીજ મઝાની વાત છે. તેમાં પણ ગોપાળરાવનો માની સ્વભાવ દેખાઈ આવે છે. એક દિવસે તેમના વર્ગમાંના (કદાચ થોડા દૂરનો સંબંધી હશે) એક શ્રીમંત છોકરાએ નાટકમાં આવવા તેમને ઘણો આગ્રહ કર્યો. ગોપાળરાવે ઘણું કર્યું પણ તેણે માન્યું નહિ, એટલે ગોપાળરાવ તેની સાથે જવા કબૂલ થયા, ને બેઉ નાટકમાં ગયા. બન્નેની ટીકીટો પેલા છોકરાએ લીધી. બીજે દિવસે એ છોકરાએ ગોપાળરાવ પાસે તેમની ટીકીટના પૈસા માગ્યા! ગોપાળરાવ આથી એકદમ ચકિત થયા. તે નાટક જોવા ગયા ત્યારે એમની કલ્પના એવી હતી કે તેની ટીકીટ એ છોકરો પોતાના ખર્ચે લેવાનો છે. કેમકે તે સારો શ્રીમંત હતો. અને વળી ગોપાળરાવની ઇચ્છા ન છતાં તે આગ્રહ કરીને તેમને તેડી જતો હતો. અર્થાત્ તેણે બન્નેની ટીકીટના પૈસા આપવા જોઇએએવું દેખીતુંજ હતું. પરંતુ ગોપાળરાવની કલ્પના

ખોટી પડી, ને તેણે પૈસા માગ્યા. પૈસા કાંઇ બહુ નહોતા—ફક્ત બે આના! પરંતુ ગોપાળરાવના મનથી તો તે ઘણા હતા. તેમણે તુર્ત તેને તો પૈસા આપી દીધા. પણ પછી ચિંતા થઇ પડી કે હવે આખો મહિનો કેમ કરવું? છેવટે એટલા પૈસા દીવા બત્તીના તેલમાંથી બચાવવાનું તેમણે નક્કી કર્યું, અને તેટલા દિવસ ગોપાળરાવે રસ્તા ઉપરના દીવાના પ્રકાશથી જ પોતાનો અભ્યાસ કર્યો. ગોપાળરાવ પોતાની ગરીબાઇ બહુ સારી પેઠે સમજતા હતા, અને ખર્ચ વધારીને પોતાના મોટા ભાઇને વધારે ત્રાસ આપવો ન પડે એ માટે તે એટલી તો કાળજી રાખતા કે ખર્ચ ઘટાડવાના હેતુથી તેમણે આગળ જતાં વીશીમાં જમવાનું છોડી હાથે રસોઇ કરવા માંડી.

**'મારા પક્ષનો વિશ્વાસઘાત કરવાનું મને કહેશો નહિ.'**

કૃષ્ણરાવના મૃત્યુ પછી સત્યભામાબાઇ ને તેમની નાની દીકરીઓ કોંકણમાં અંતાજીપંત પાસે રહ્યાનું પ્રથમ જણાવ્યું છે. આ બન્ને ભાઇ રજામાં કોંકણમાં જઇ પોતાના સંબંધીઓને મળી આવતા. એજ પ્રમાણે એક વખત તેઓ ત્યાં ગયા હતા. ત્યારે હોળીનો તહેવાર આવ્યો. ગોવિંદ ને ગોપાળ ગામના લોકોની સાથે 'સુરપાટી' (આટીપાટી)-ની રમત રમવા ગયા. ભેરૂ વહેંચી લીધા; તેમાં ગોપાળ એક તરફ ને ગોવિંદ બીજી તરફ એવી વહેંચણી થઇ. ગોપાળરાવની બાજુ પાટી સાચવવાની હતી, ને ગોવિંદરાવની બાજુ પાટીમાંથી છુટી જવાની હતી. ગોવિંદરાવને ગોપાળરાવની પાટીમાંથી જવાનું હતું. રમત બરાબર રંગમાં આવી ત્યારે ગોવિંદરાવે ગોપાળરાવને કહ્યું,

"ગોપાળ, હું મોટો છું, ને તું મારો નાનો ભાઇ છે, માટે તું મને તારી પાટી ઉપરથી ધીમેથી જવા દે."

આ સાંભળતાં નાનાભાઇએ કહ્યું, "મોટાભાઇ, તમે કહેતા હો તો હું મારો દાવ મુકીને ચાલ્યો જાઉં; પણ મારા પક્ષનો વિશ્વાસઘાત કરવાનું મને કહેશો નહિ !"

આ વાત તામનમળાના લોકોને હજુ પણ સાંભરે છે !

આમાં ગોપાળરાવના સ્વભાવમાંનું કાંઇક વિશેષત્વ દેખાઇ આવે છે. તેમનું કમાનીપણું અથવા સરલ વર્તનની આવડ,—વડિલના સંતોષાર્થે પોતાના સુખને કે પોતાના પક્ષને પડતી મૂકવાની તત્પરતા, અને વધારે પડતું બોલ્યા વિના પોતાના સિદ્ધાન્તને સંભાળવાની હથોટી: એ ત્રણે ગુણ નામદારના આગળના ચરિત્રમાં વિકસેલા કોઇને પણ દેખાઇ આવશે. આટીપાટીની રમતના ક્ષુલ્લક બાબત, પણ તેમાંએ **અન્યાયનું આચરણ કરવું નહિ, ભારે પડતું બોલવું નહિ, પણ પોતાનો સિદ્ધાન્ત છોડવો નહિ,** એ તેમની વૃત્તિ હતી, કે જે ભવિષ્યે રાજકાર્યમાં તેમને બહુ ઉપયોગી થવાની હતી.

ગોપાળરાવનું અંગ્રેજી સ્કૂલનું શિક્ષણ ૧૮૮૧ માં પુરૂં થયું.

**મેટ્રિકનું પરિણામ.**

તે સાલમાં તેઓ મેટ્રિકની પરીક્ષામાં બેઠા ને પહેલેજ વર્ષે પાસ થયા તે આ વખતે પંદર વર્ષના હતા. પરીક્ષાનું પરિણામ જણાવાનો દિવસ જેમ જેમ નજીક આવતો ગયો તેમ તેમ ગોપાળરાવના મનમાં ગડમથલ થવા લાગી. મુંબઇમાં પરિણામ બહાર પડતાની સાથેજ કોંકણમાં ગોપાળરાવને તેની ખબર આપવાનું મુંબઇના એક માણસે કબુલ્યું હતું. એ પરિણામ અમુક દિવસે પોતાને જણાવું જોઇએ

એવી ગોપાળરાવે ગણત્રી કરી હતી. એ પ્રમાણે તે દિવસે વાટ જોઇને બેસી રહ્યા. સાંજ સુધીમાં કાંઈ ખબર ન આવી ત્યારે માત્ર તે દિવસે ચિંતાતુર થયા; અને મનમાં ગડમથલ થવા લાગી. પોતે નક્કી પાસ થવાના એમ તેમને લાગતું હતું. પરંતુ પોતાની એ માન્યતા ખોટી ઠરવા જેવું થવાની બીકથી તેમને ખરાબ લાગવા માંડયું. તે કોઇને કાંઇ કહ્યા વગરજ–કોઇની સાથે એક અક્ષર પણ બોલ્યા વિના–ઘરમાંથી બહાર જઇ એકાન્તમાં છ.નામાના ફરવા લાગ્યા. 'હું પાસ થયો હોત તો આજ સાંજ સુધીમાં જણાત જ; તે ન જણાયું એટલે ખચીતજ નાપાસ જ થયો હઇશ,' એમ તેમને લાગવા માંડયું. તેમના મનમાં ભારે કોલાહલ મચી રહ્યો. મોટાભાઇને દુઃખ દઇને, માત્ર તેને ભારરૂપ થવાને હું કારણભુત થાઉં છું, એવા વિચારે તેમને દુનિયા ઉપર અભાવ ઉત્પન્ન થયો, અને જીવીને પણ શું કરવાનું છે? એવો સવાલ તેમના મનમાં વારે વારે ઘોળાવા લાગ્યો. આ વખતે કદાચ તેમણે પોતાના જીવને જોખમકારક કાંઇક કરી દીધું પણ હોત! એટલામાં સુભાગ્યે તે પાસ થયાની ખબર તેમને ખોળતી ખોળતી તેમની પાસે આવી, અને ઝઝુમી રહેલો અનર્થ ટળ્યો!

કોમળ મનનાં બાળકોને પરીક્ષામાં પાસ કે નાપાસ થવાની વસ્તુતઃ ક્ષુલ્લક લાગતી બાબતનું કેટલું મહત્વ લાગે છે અને તેમનો જીવ તે માટે કેવો તલપાપડ થઇ રહે છે તે ઉપરની હકીકતથી સારી પેઠે જણાય છે. આવા પ્રસંગે કોઇક વિદ્યાર્થી આત્મઘાત કરીને મરણશરણ થયાના બનાવ પણ બને છે. જ્ઞાનાર્જન એક બાજુએ રહે છે, ને પરીક્ષામાં પાસ થયા એટલે જાણે મોક્ષપદ મળ્યું એવી વિદ્યાર્થીઓની ભાવના થવામાં હાલની પરીક્ષાની પદ્ધતિ જ કારણ-

ભાભીના વેચાયેલા બધા દાગીના તેને પાછા મળે, અને તે ઉપરાંત તેને જોઇએ તેટલા નવા કરાવી તે સઘળા પોતાની ભાભીએ પહેરેલા પોતે નજરે જુએ, એમ ગોપાળરાવને થતું; અને તેથી જે કંઇ પોતાની પાસે બચતું તે પોતાની ભાભીને માટે પોતાના ભાઇ તરફ મોકલતા. આ બાબતમાં તેમની ભાભીનાં વખાણ કરવાં કે ગોપાળરાવનાં વખાણ કરવાં? કે બન્નેનાં કરવાં?

લૉર્ડ રેની કારકીર્દિ સમાપ્ત થયા પછી લૉર્ડ હેરિસની કારકીર્દિ પણ પુરી થઈ. બીજી કારકીર્દિમાં જે કેટલાક અનિષ્ટ બનાવ બન્યા, તેમાં હિન્દુ મુસલમાનનો ઝગડો અને ગણપતિના ઉત્સવની સાર્વજનિક સ્થાપના એ મુખ્ય છે. હેરિસ સાહેબની કારકીર્દિ અનેક કારણોથી લોકોને અપ્રિય થઇ પડી હતી. તેનાં બધાં કારણો તપાસવાનો અહીં અવકાશ નથી; પરંતુ હિંદુ મુસલમાનના ઝગડાના સબંધમાં તે વખતે અધિકારી વર્ગનું જે ધોરણ જણાયું તેનો પ્રતિકાર કરવાનો તેમણે પ્રયત્ન કર્યો નહિ. આ બે કોમના ટંટામાં ન્યાયનો કાંટો સમતોલ રાખવાનું કામ તેમના હાથથી બન્યું નહિ. તેથી સામાન્ય રીતે તેની કારકિર્દી મુંબઇ ઈલાકાને ત્રાસદાયક જ થઇ પડી. એ સંબંધમાં પૂનામાં હીરાબાગમાં પ્રોફેસર ગોખલેએ એક વ્યાખ્યાન આપ્યું. તે વ્યાખ્યાનમાં તેમણે રે સાહેબની અને હેરિસ સાહેબની કારકિર્દીનો મુકાબલો કરીને બંનેનો તફાવત ખુલ્લો કરી બતાવ્યો. સમાનચિત્ત રાખી લોકોની ફરિયાદ સાંભળવી અને અધિકારી વર્ગની દૃષ્ટિએ જ લોકો તરફ ન જોતાં લોકોની દૃષ્ટિએ જ જોવું એ રે સાહેબની યશસ્વી કારકીર્દિનું રહસ્ય હતું; અને હેરિસ સાહેબની કારકીર્દિમાં અધિકારી વર્ગની એકલી જ

**હિંદુ મુસલમાનનો ઝગડો (૧૮૯૫).**

દૃષ્ટિથી જોવાતું. તેથી હિંદુ મુસલમાનનું વૈમનસ્ય શાન્ત થવાને બદલે ઉલટું તે જોરથી સળગી ઉઠયું. મહારાષ્ટ્રમાં આ બે કોમો વચ્ચે કલહ શરૂ થયો, તે પણ આ જ વખતે. તે પહેલાં મહારાષ્ટ્રમાં આ બેઉ જાતો હળી મળીને રહેતી હતી. હિંદુના દેવાલયની પાસે મુસલમાનની મસિદ અને હિંદુ સાધુની સમાધિ પાસે મુસલમાનની કબર હોય અને તેમનું માન એક બીજા તરફથી સારી રીતે રખાતુ હોય એવું જોઇએ છીએ. હિંદુ મુસલમાન મહારાષ્ટમાં પાસે પાસે પાડોશી તરીકે રહી ભાઇચારાથી વર્તે અને એકેકનાં સામાજિક ને ધાર્મિક કાર્યોમાં સામેલ થઇ ભાગ લે એવું મહારાષ્ટ્રમાં ચાલતું. ઇ. સ. ૧૮૯૩-૯૪ ની સાલમાં આ વર્ત્તનનો અંત આવ્યો. આથી દૂરદર્શી ને દેશાભિમાની પુરૂષોને ઘણું જ ખોટું લાગ્યું. આ કલહથી રાવસાહેબ રાનડેને બહુ દુઃખ થયું. આ સારૂં ન થયું એમ ગોખલેને પણ લાગ્યું હતું.

ગણપતિ ઉત્સવની હિલચાલનું જે અનિષ્ટ સ્વરૂપ ઉત્પન્ન થયું તે પણ આ જ સબબથી. હિંદુ મુસલમાનના ઝઘડા પછી હિંદુઓએ મુસલમાનના તાબુતમાં ન ભળતાં તેમનાથી જુદો ગણપતિનો ઉત્સવ કરવો, એવી હિલચાલ ચાલી. હિંદુ મુસલમાનોએ શાન્તિના ઉપચારથી એકત્ર થવાના પ્રસંગો ઓછા કરી બન્ને વચ્ચેનો ભેદભાવ કાયમ જાગૃત રાખે એવો આ ઉત્સવનો કાર્યભાગ તે વખતે સ્પષ્ટ માલૂમ પડયો. આ કારણથી આ નવી ચળવળના ઉદ્ભવથી તે વખતે અમુક વર્ગના લોકને ઘણું ખોટું લાગ્યું. ગોપાળરાવ ગોખલે આ વર્ગમાંના એક હતા. ટિળક આ ઉત્સવના અગ્રેસરોમાં મુખ્ય હતા. આ ઉત્સવની શરૂઆતમાં ખરી ધર્મનિષ્ઠા હોય કે ન હોય તે વાત જુદી. પણ તેનું વલણ કોમ કોમ વચ્ચે દ્વેષ વધારવાનું દેખાતું હોવાથી એકરાષ્ટ્રીયત્વના ઉપા-

સકોને આ નવા ઉપક્રમનું સ્વરૂપ અનિષ્ટ લાગ્યું, અને તેથી મહારાષ્ટ્રમાં સામાજિક પ્રશ્નની પાછળથી જે રાજકીય પક્ષ ઉત્પન્ન થયો હતો, તે વિશેષ વધવા લાગ્યો. ગણપતિ ઉત્સવના અગ્રેસરોની વિરુદ્ધપક્ષના અગ્રેસરોનું ભુંડું બોલવું, તેમની નાલેશી કરવી, એ આ ઉત્સવનું એક દુષ્ટ અંગ બન્યું. દરેક ભાદરવા માસમાં નવ દશ દિવસ રાજકીય અને સામાજિક આગેવાનો ઉપર યથેચ્છ વાગ્ પ્રહારો કરવા અને તેમ કરી પ્રતિપક્ષના સંબંધમાં સામાન્ય જનસમાજના મનમાં તિરસ્કાર ઉત્પન્ન કરવાની મોશમ ચાલુ થવા માંડી ! આરંભમાં આથી કેટલાક તરુણ માણસોનું મન ભમવા લાગ્યું, અને કેટલાક કવેળા દેશભક્તિના કામમાં પડી નકામા થઇ પડ્યા ! આ સઘળા સબબોથી રાવસાહેબ રાનડેને બહુ દુઃખ લાગતું, અને ગોપાળરાવને પણ આનો અટકાવ કેવી રીતે કરવો તેની ચિંતા થતી.

**પૂનાની રાષ્ટ્રીય મહા સભા.**

શારદાસદન, સંમતિવયનો કાયદો, સામાજિક પરિષદ અને રાષ્ટ્રસભાનું સાહચર્ય વગેરે અનેક પ્રશ્નોને લીધે મહારાષ્ટ્રમાં ઉત્પન્ન થએલા પક્ષ ૧૮૯૫ ની સાલ પછી વધારે જોસથી વધી પડ્યા. તે સાલમાં રાષ્ટ્રીય મહા સભાની બેઠક પૂનામાં થવાની હતી. જાન્યુઆરી-ફેબ્રુઆરી મહિનાથીજ તેની તૈયારીની શરૂઆત થઇ. રાવસાહેબ રાનડે આ વર્ષે મુંબઇ હતા. તેમની મુખ્ય ઇચ્છા એવી હતી કે, પહેલાંની સઘળી બેઠકો કરતાં પૂનાની બેઠક શ્રેષ્ઠ થવી જોઇએ, તેટલા માટે તેટલો વખત પક્ષભેદ બાજુએ મૂકી સર્વ પક્ષના લોકોએ સાથે મળી એ કાર્ય એકત્રપણે કરવાનું માથે લેવું, અને મહારાષ્ટ્રના આ બુદ્ધિબળના આદિપીઠનો મહિમા વધારવો. આટલા સારૂ તેમણે બન્ને પક્ષના અગ્રેસરોને કહી તેમને એકત્ર કરવાનો પ્રયત્ન ચાલુ કર્યો.

મુખ્ય તકરાર રાષ્ટ્રીય મહાસભાના મંડપમાં સામાજિક પરિષદ ભરવા દેવી કે નહિ તે બાબતની હતી. આજ વીશ વર્ષે ફરીને આ તકરાર અને તેથી જામેલા રણસંગ્રામ તરફ જોઇએ તો મોટા બુદ્ધિશાળી પુરૂષો પણ હઠે ચડે, તો તે પોતાની બુદ્ધિનો અને વખતનો કેવો દુરૂપયોગ કરે છે અને પોતાની પછી થનારી સંતતિને કેવા અનિષ્ટ વલણે ચડાવે છે, એ નવાઈ જેવું લાગ્યા વગર રહેશે નહિ. ખરી રીતે સામાજિક પરિષદ રાષ્ટ્રીય મહાસભાના મંડપમાં ભરવા દેવી કે નહિ, એ પ્રશ્ન તદ્દન અર્થ વગરનો–ક્ષુલ્લક છે. ખરેખરી રીતે આ માત્ર સગવડનો પ્રશ્ન છે. રાજકીય પ્રશ્નનો વિચાર કરવા સારૂ અનાયાસે સમસ્ત દેશનાં પ્રસિદ્ધ માણસો આ વખતે એકત્ર થયેલાં હોય છે. સામાજિક પ્રશ્નોનો વિચાર કરનાર માણસો જુદા હોય છે, એવું કાંઇ નથી. રાજકીય બાબતમાં આગળ પડતો ભાગ લેનાર માણસો જ બહુધા સામાજિક પરિષદ્‌માં હોય છે. રાજકીય હોય કે સામજિક હોય; બન્ને એક જ દેશના લોક વિશે અને એક જ દેશની ઉન્નતિ વિશે વિચાર ચલાવે છે, અને એકમેક એકબીજાને મળેલા જ છે. એકનો સાંગોપાંગ વિચાર બીજી બાબતના વિચાર પર આધાર રાખે છે. બન્ને દિશામાં પ્રયત્ન થવા જોઇએ; એક જ દિશાના પ્રયત્નથી સફળ થવાની આશા થોડી. આવી સ્થિતિ હોવાને લીધે રાજકીય વિષયોનો અભ્યાસ કરનારા ઘણા લોકો સામાજિક બાબતોમાં પણ શ્રદ્ધા રાખનારા હોય છે. ૧૮૮૦ થી તે ૧૯૦૦ સુધી તો સાધારણ રીતે તે પ્રમાણે હતું. કેવળ સામાજિક વિષયોનો જ અભ્યાસ કરનારા અને તે જ વિષયો પર લાગણી ધરાવનારા લોક થોડા હતા. રાષ્ટ્રસભા સારૂ આ મંડળ એકત્ર થાય, એટલે તે જ દિવસોમાં અને તે જ મંડપમાં સામાજિક પરિષદનું કામ કરી લેવું સગવડ પડતું થતું.

એવડો ખર્ચ, એવડી મહેનત, અને કામ કરનારા માણસોની બે જગાએ વહેંચણી કરવા કરતાં રાષ્ટ્રસભાના મંડપમાં જ સામાજિક પરિષદનું કામ કરવું એમાં ડહાપણ હતું. તેમજ રાષ્ટ્રસભાને જુદી દિશામાં કામ કરવાથી અમુક પ્રકારે ટેકો પણ મળતો. 'આ લોકો સરકારને ફક્ત આમ કરો, તેમ કરો એમ ઉપદેશ કરે જાય છે; પણ પોતાના પગ નીચે આગ સળગે છે તે ઓલવતા નથી.' એ પ્રમાણે એંગ્લો-ઇન્ડીયન પત્રવાળા હમેશાં ટીકા કરતા, તેને અનાયાસે ઉત્તર મળે એવો પણ એમાં ઉદ્દેશ હતો. સરકાર પર જ્યાં અને જેમની તરફથી ટીકા થતી, ત્યાં અને તેમની તરફથી જ સામાજિક વિષયોની ચર્ચા થાય છે, એવું સિદ્ધ થતું. પણ આ બાબતમાં 'કાગનો વાઘ' થઈ ગયો. તે એટલે સુધી કે પૂનાની રાષ્ટ્રસભાની બેઠક નિર્વિઘ્નપણે પાર પડશે કે કેમ તેની સર્વેને ચિંતા થવા લાગી! આ વખતે ગોખલે રાષ્ટ્રસભાના જોડીઆ સેક્રેટરી હતા. તેમને પૂનામાં આ ફાંટા પડવાથી ઘણો જ ત્રાસ થયો. સ્વાગત કમિટિની ઘટનાથી માંડીને રાષ્ટ્રસભાની બેઠકમાં આવવાના વિષયો પર્યંત દરેક નાની મોટી બાબતમાં આ ફાંટીઆ કામ કરનારા માણસોને નડતા હતા. સમાધાન કરવાના ત્રણ ચાર વખત પ્રયત્ન થયા. ટિળક અને તેમના સાથીઓનું કહેવું સાંભળી લેઈ સમાધાન કરવા સારૂ મુંબઈના ગૃહસ્થો પૂને ત્રણ ચાર વખત ગયા. વાટાઘાટ વખતે સમાધાનની વાત કબૂલ થાય, અને પાછું ફરીથી ફોકટ જાય, એમ છેવટ સુધી ચાલ્યું હતું. આને લીધે મહારાષ્ટ્રમાં રાષ્ટ્રસભા સારૂ ફંડ એકઠું કરવું એ બહુ મહેનતનું થઈ પડયું. સ્વાગત કમિટિ, કાર્યવાહી કમિટિ, વગેરે કમિટિને હાથે જે જે કામ થાય તેની ખરી હકીકત પ્રસિદ્ધ થાય, ગેરસમજ ઉત્પન્ન કરનારી હકીકત બહાર પસર-

વાથી કામમાં આવનારી અડચણ ઓછી થાય, તેટલા સારૂ 'રાષ્ટ્રસભા સમાચાર' એ નામનું એક સ્વતંત્ર વર્તમાનપત્ર તે વખતે કાઢયું હતું.

સભાની શરૂઆતની તૈયારીનું ને વ્યવસ્થાનું ઘણુંખરૂં કામ તે વખતે ગોખલે ઉપર જ પડયું હતું. કાશીનાથ પરશુરામ ગાડગીલ તેમની મદદમાં હતા. વિરુદ્ધ પક્ષની ખટપટોના જવાબો આપવામાં તેમની મદદ બહુ મળતી; તોપણ ગોખલેને આ કામની જવાબદારી ને કાળજીથી બહુ ત્રાસ થયો.

**વિરુદ્ધ પક્ષની ખટપટ.**

સ્વાગતકમિટિના સભાસદોમાં પોતાના મત વધારે થાય તે સારૂ વિરુદ્ધ પક્ષના સભાસદોએ ફી દશ રૂપીઆ ઠરાવી. પરતુ તેટલી ફી ભરીને પણ સ્વાગત કમિટિમાં આવનારા તેટલા ગૃહસ્થો વિરુદ્ધ પક્ષમાં નહોતા. તેથી 'શિષ્ટસંમત' પદ્ધતિ છોડીને વિરુદ્ધ પક્ષવાળાઓએ દાંડાઈનાં ભડકામણાં કરવા માંડયાં. કોંગ્રેસના મંડપને આગ લગાડી સળગાવી દેવાની ધમકી સભા વચ્ચે આપવાનું એ પણ વિરુદ્ધ પક્ષવાળાઓએ બાકી ન રાખ્યું ! પ્રતિપક્ષના દાવપેચનું કાંઈ માપ ન રહેવાથી કોંગ્રેસ માટે ખટપટ કરનારાઓને તે દિવસો બહુ કાળજીના ને બીતિના થઇ પડયા. કોંગ્રેસ કેવી રીતે પાર પડશે એજ સૌના વિચારનો વિષય થઇ પડયો. આ ચિંતાથી રા. સા. રાનડે રજા લઇને ખાસ પૂને જઇ રહ્યા. સમગ્ર કોંગ્રેસ કમિટિઓના મત મંગાવ્યા. તેમાં અર્ધ કરતાં ઘણા વધારે મત સામાજિક પરિષદ્ કોંગ્રેસના મંડપમાં જ ભરવાની તરફેણમાં છતાં પણ તે જુદા મંડપમાં ભરવાનો નિર્ણય થયાનું તેમણે જાહેર કર્યું ને તેમ કરીને પ્રતિપક્ષનો વિરોધ નિઃસત્ત્વ કર્યો; છતાં રાષ્ટ્રસભાના કામમાં વિઘ્નો નાંખવાનો માર્ગ બંધ પડયો નહિ. આ વખતે ગોખલેને ફંડની ગોઠવણ કરવી પડી

અને માણસોની તજવીજ કરવી પડી. વિવિધ સ્વભાવના, વિવિધ મિજાજના, વિવિધ તરંગના માણસોનો મેળ બેસારીને તેમની પાસે કામ લેવું પડતું, તેમ છતાં સભાનું કામ ફતેહમંદ રીતે પાર પડે છે કે કેમ, તે માટે રાત દિવસ તેમને ચિંતાતુર રહેવું પડયું હતું. પરિણામે તેનું ઉત્તમ ફળ તેમને મળ્યું–કોંગ્રેસ ઉત્તમ પ્રકારે પાર પડી ને ગોખલેના અવિશ્રાંત શ્રમની સફળતા થઇ.

આ વર્ષે ગોખલેને અનેક માણસોની મદદ લઇને કામ પાર પાડવાનું જે શિક્ષણ મળ્યું, તેવું ડેક્કન એ. સોસાઇટીમાં પણ મળ્યું નહોતું. વ્યક્તિપરત્વેના રાગદ્વેષ સામાજિક કાર્યમાં કેવી રીતે ગળી જવા પડે છે તેની ગોપાળરાવને હવે સારી રીતે સમજણ પડી. સહેજ પણ બાબત મરજી વિરુદ્ધ થઇ કે એકદમ ગુસ્સે થઈ જતા તે ગોપાળરાવને આ વર્ષે આત્મસંયમન કરવાના એટલા પ્રસંગ આવ્યા કે ત્યારથી ગુસ્સે થવાના અવગુણને નિર્મૂળ કરવાનો પ્રયત્ન બુદ્ધિપુરઃસર તેઓ કરવા લાગ્યા. ભવિષ્યમાં તેમના હાથે જે કાર્યો થવાનાં હતાં તે દૃષ્ટિથી વિચાર કરતાં તેમને મળેલા આ અનુભવ–આ પાઠની કિંમત ઘણી મોટી છે.

**ફર્ગ્યુસન કૉલેજમાં ખોટ.**

૧૮૯૫ ની સાલમાં ગોખલેની કસોટી થાય તેવી બીજી પણ પુષ્કળ બાબતો બની હતી. ૧૮૯૨ ની સાલમાં ફર્ગ્યુસન કૉલેજના તે વખત સુધીના પ્રિન્સિપાલ વામન શીવરામ આપ્ટેનો દેહાંત થયો. તેથી કૉલેજના હાલહવાલ થયા ખરા. પણ ૧૮૯૫ ની સાલમાં સોસાઇટીના બીજા બે કર્તા મુખ્ય પુરૂષો ગુજરી ગયા એથી વળી ભારે ખોટ પડી. ઇંગ્રેજી કાવ્યવાઙ્મય શીખવવાના કામમાં યૂરોપીઅન પ્રોફેસરોને પણ ટક્કર મારે–પાછા હઠાવે તેવા

પ્રો. કેળકર આ વર્ષે પહેલાં ગુજરી ગયા એટલે ગોખલેનું કૉલેજ-માંનું કામ વધ્યું અને રાષ્ટ્રસભાના કામમાં વળી બીજો વધારો થયો. પ્રો. કેળકરને ગુજરી ગયાને મહિનો થયો ન થયો એટલામાં આપ્ટેની પછી પ્રિન્સિપાલનું કામ કરનાર આગરકર પણ મૃત્યુના મુખમાં સપડાઇ ગયા. આગરકરનો ને ગોખલેનો સ્નેહ અને ઋણાનુબંધ વિશેષ હતો. હમણાં હમણાં ગોખલે રાજકીય કામમાં વિશેષ ગુંથાવાને લીધે આગરકરનો અને તેમનો પહેલાં પ્રમાણે નિકટ સહવાસ થતો નહોતો; પરંતુ આગરકર તરફ તેમની પહેલાંના જેવી જ હજુ પણ પૂજ્યબુદ્ધિ હતી. આગરકરનું જીવનકાર્યનું ક્ષેત્ર મર્યાદિત હતું. સામાજિક અન્યાયના સંબંધમાં સમાજને જાગ્રત કરી સમાજનો આધ્યાત્મિક અધિકાર વધારવાના કામમાં જ આગરકર શ્રમ કર્યા કરતા. ગોખલેના કાર્યક્ષેત્રનો ઘેરાવો વિશાળ હતો. તેની વ્યાપકતા પણ મોટી હતી. તેમ છતાં પણ આગરકરનું કામ જે સ્ફૂર્તિથી અને જે એકનિષ્ઠ ભક્તિથી થતું હતું, જે અભિમાન અને જે જોર તેમના અંતઃકરણમાં રમી રહ્યાં હતાં, અને જેનો સંચાર પોતાની કલમની મદદથી મહારાષ્ટ્રના અંતઃકરણમાં ઉત્પન્ન કરતા હતા તે સ્ફૂર્તિ, તે એકનિષ્ઠ ભક્તિ, તે અભિમાન અને તે જોરથી ગોખલેને સપ્રેમ આશ્ચર્ય થતું; અને તેમની આગળ તે હજુ એક છોકરા—બાળક પ્રમાણે વર્તતા.

આગરકર પાસેથી જ ગોખલેને વિશ્વપર વૃત્તિનું અને વિશ્વપર કર્મનું ઔષધ મળ્યું હતું. આથી પોતાના નવીન જન્મનું આદિસ્થાન ખોવાથી તે વખતે ગોખલેને ભારે દુઃખ થયું હોય તો તેમાં શી નવાઈ? તેમને ક્ષણભર તો ભવિષ્ય શૂન્ય દીસવા લાગ્યું. તથાપિ માથે આવી પડે ને ભોગવ્યા વગર બીજો માર્ગ નહોતો. ફર્ગ્યુસન

કૉલેજમાં અધ્યાપકની બે ખુરશીઓ એકદમ ખાલી પડવાથી કૉલેજ-માં ઘણી ગેરવ્યવસ્થા થઇ. આ વખતે કૉલેજનું નવું મકાન તૈયાર થવાથી કૉલેજનું સ્થલાન્તર થયું હતું. તેથી ઘરમાં ને બહાર એમ ચારે દિશાએ ગોપાળરાવ કામથી-જવાબદારીના બોજાથી દબાઇ ગયા હતા. આ સઘળો ભાર તેમણે ઉપાડ્યો. કૉલેજમાં સમયપુરતી-કામ-ચલાઉ વ્યવસ્થા કરીને કેળકર અને આગરકરની જગ્યાને માટે નવા માણસો મેળવવાની મહેનત શરૂ કરી.

હમણાં સોસાઇટીમાં ગોપાળરાવની પ્રતિષ્ઠા ઘણી જ વધી હતી. ઘણુંખરૂં સર્વ કારભારનું કેન્દ્ર તે પોતે હતા. તેમણે આગરકરના વિષયો-તર્કશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન શીખવવાને સારૂ એક યુવાન ગૃહસ્થ પહેલેથી જ શોધી કાઢ્યો હતો. સેલ્બી સાહેબના માનીતા શિષ્ય પ્રો. ભાટેએ ગોખલેને પહેલેથી જ પોતાની રસવંતી વાણીથી મોહિત કર્યા હતા. તે લાઇફ મેમ્બર થવાથી આગરકરનું કામ ચાલવા માંડ્યું. પણ પ્રો. કેળકરની જગાને માટે માણસ મેળવતાં ગોખલેને ઘણા દિવસ લાગ્યા, અને આશરે એક વરસ પછી તેમણે કરાંચીની કૉલેજમાં પ્રસિદ્ધ થયેલા પ્રો. વૈજનાથ કાશીનાથ રાજવડેને ફર્ગ્યુસન કૉલેજમાં બોલાવી લીધા.

**પૂનામાં પ્લેગનો ઉત્પાત.**

૧૮૯૭ ની સાલ એ ગોખલેના સર્વ ભાવિ ઉત્કર્ષની અને કામગિરીની મુહૂર્તસાલ છે. ૧૮૯૬માં હિંદુસ્તાનના દુર્દૈવે એક નવીન રોગે આ દેશપર ધાડ પાડી. પ્લેગનો પહેલો હુમલો મુંબઇમાં થયો. બ્યુબૉનિક પ્લેગ અથવા ગાંઠીઆ તાવનો રોગ આ દેશમાં નવો હતો. સરકારને પણ તે તેટલો જ નવો હતો. આ નવા રોગને જલદીથી નિર્મૂળ કરવાની ઇચ્છાથી તે અહીંઆં

ઘર કરી ન બેસે એવું તે વખતની સરકારને લાગે તે સાહજિક હતું. સરકારના વૈદ્યકીય સલાહકારોએ આ રોગનો પાછલો ઇતિહાસ તપાસ્યો, અને તે ઉપરથી આ રોગ નિર્મૂળ કરવા સારૂ તેઓએ સખ્ત ઉપાયો સરકારને સૂચવ્યા. આ ઝેર એક વખત અહીંઆં પ્રસરી ગયું તો લોકોની આપત્તિનો-દુઃખનો પાર રહેશે નહિ તેથી તુર્ત જ તે દૂર થાય તો સારૂં. આ ભયંકર રોગના પ્રલયમાંથી ઝપાટાબંધ પ્રજાજનનું સંરક્ષણ કરવું એ આપણી સરકાર કર્તવ્યનું છે એમ સમજી, અને તેમ કરી લોકોના જીવ બચાવવા સારૂ જે જે યોગ્ય ઉપાયો જણાય તે સખ્તાઇથી અમલમાં મૂકવા એ આવે વખતે આવશ્યક છે, એવું સરકારને લાગ્યું. અને સરકારે પ્લેગનો પ્રતિકાર કરવા સારૂ ઘણા જ સખત ઉપાય યોજ્યા. પ્લેગનો જ્યાં દરદી હોય તેને ત્યાંથી ખસેડી તદન અલાયદી જગાએ રાખવો; તેને સગાં વહાલાં અને બીજા લોકોથી દૂર રાખવો, જ્યાં પ્લેગનો પ્રવેશ થયો હોય તે જગા ખોદીને બીજા ઉપાયોથી નિર્દોષ ( disinfect ) કરવી વગેરે ઉપાયોનો અમલ કરવાનો સરકારે આરંભ કર્યો.

આ તરફ લોકોને પણ આ રોગ નવો જ! તે રોગ મટાડવાના વિલાયતી ઉપાયો સંબંધી લોકોની ગેરમાહિતી હતી. સાધારણ રીતે પ્રજાજન અભણ-છેક નિરક્ષર હોવાથી આરોગ્યશાસ્ત્રના નિયમનું અજ્ઞાન અને અજ્ઞાની એક; બીજું હિંદુસ્તાનના લોકોની રહેણી કરણી જુદી અને પશ્ચિમના લોકોની રહેણી કરણી જુદી; લોકોની ધર્મ-સમજુતી જુદી ને સામાજિક રિવાજ પણ જુદા; આથી કરીને જે ઉપાય યૂરોપમાં સહજ ચાલે તે ઉપાયોએ અંહીઆં પહેલા વર્ષમાં ખળભળાટ કરી મૂક્યો. હિંદુસ્તાનમાં ઘણું ખરૂં સર્વત્ર અવિભક્ત કુટુંબની પદ્ધતિ જારી છે. કોઇને કાંઇ પણ થયું કે કુટુંબનાં માણસોએ

એક બીજાને તજી નહીં દેવું એવી અહીંઆંના લોકોની સાહજિક વૃત્તિ. ઘરમાં એક માણસને કોઇ પણ તરેહનું દુઃખ થયું કે તેનું વિષ આપણને બાધકર્તા છે એમ ધારી માણસો દૂર નાસી જાય અને દુઃખી માણસને એમને એમ પડી રહેવા દે. એ હિંદુ હૃદયને રૂચિકર લાગે ? ઘરમાં કોઇ પણ માંદું પડયું એટલે તેની સારી રીતે ચાકરી કરવી એટલી જ વાત એક હિંદીને સૂઝે છે. રોગ ચેપી હોય ને તે બીજાને વળગે એ વિચાર તો તેને સૂઝતો જ નથી. બળીઆની યૂરોપના લોકોને બહુ બીક લાગે છે—હિંદી લોક બળીઆ નીકળેલા માણસને ઘરમાં રાખી તેની ચાકરી કરે છે. એમ ન કરતાં રોગીને ઇસ્પિતાલમાં મોકલવો અને આપણી પોતાની તંદુરસ્તી સાચવી રાખવી એ વિચાર હિંદી હૃદયને હજુ પણ અસ્વાભાવિક લાગે છે. માત્ર પોતાનો જીવ બચાવવાની એટલી કાળજી હિંદી માણસોને લાગતી નથી. તેથી રોગીને છોડી જવું એ તેમના જીવપર આવે છે. વિશેષે કરીને માયાળુ માણસોથી તો તેમ થતું જ નથી. પોતાનો જીવ જાય તો ભલે, પણ રોગી માણસને તો દુઃખ થવા દેવું જ નહિ, તેની પથારી પાસે બેસી તેની સેવા ચાકરી કરવી, એવો આપણો જન્મતઃ સ્વભાવ જ. તે યૂરોપીય વિચારવાળી સરકારને શરૂઆતમાં સમજાયું નહિ, અને તેણે સારા હેતુથી જ પણ પૂર્વની ભાવનાથી તદન ઉલટા ઉપાયો અમલમાં મૂક્યા. પ્લેગના રોગી માણસને ઘરમાંથી સખ્તાઇથી બહાર કાઢવાના, ને તેનાં સગાં વહાલાંને બહાર કાઢી બીજી જગાએ રાખવાના નિયમ કર્યા; અને લશ્કરી સિપાઇઓની મદદથી આ નિયમો અમલમાં મૂકવાનું શરૂ કર્યું. આ પ્રમાણે પતિ-પત્નીનો, માછોકરાંનો, ભાઇ બ્હેનનો, વિયોગ થવાથી લોકોની આંતરડી બહુ જ કળકળવા લાગી. લોકો આવા ત્રાસથી ગાંડા જેવા

થઇ ગયા. રોગ નવો, ઉપાય નવો, તે અમલમાં મૂકવાની રીત નવી, અમલમાં મૂકનાર અધિકારી વર્ગ નવો—આમ બધું નવે નવું જ હોવાથી લોકો ગભરાયા, અકળાયા ને કેટલાક બેફામ પણ થઇ ગયા !

આમાં સપ્લાઈની તપાસણીએ વધારો કર્યો. હિંદી માણસોને મનપોતાનું ઘર એ એક પવિત્ર સ્થાન છે, તેમાં પારકાનો સંપર્ક થાય એ તેનાથી બિલકુલ સહેવાતું નથી. વિશેષે કરીને દેવમંદિરવાળા ખંડમાં, જનાનખાનામાં, નહાવાની ઓરડીમાં, અને શયનગૃહમાં કોઇ પારકું ડોકીઉં પણ કરે તો તેમને તે પસંદ પડતું નથી. દેવમંદિરમાં ખાસ કરીને નાહ્યા ધોયા સિવાય પારકો અથવા પરજાતિનો બહારથી આવીને તેવા જ પગે તે ઓરડામાં પગ મૂકે એટલે તે પવિત્ર સ્થાન ભ્રષ્ટ થાય, એવી અહીંઆના ધર્મભોળા લોકોની સમજ હોય છે. પોતાના ઘરની સ્ત્રીઓ તરફ બીજો માણસ આંખ વાળીને જુએ તોપણ તેથી તેઓ ચીડાય છે, તો પછી તેઓ તેમની ઓરડીમાં પેસી, પ્લેગનો સંશય આવ્યે દર્દીના શરીરે હાથ લગાડી જોયાથી તેમને પગથી તે માથા સુધી ઝાળ ચઢે તેમાં શી નવાઇ ?

ત્રીજી વાત આમ બની—પહેલાં જે સિપાઇઓ અથવા અધિકારીઓ આ ઉપાય અમલમાં મૂકતા તેમને જો કે સરકારે પસંદ કરીને મોકલેલા હતા; તોપણ તેઓ આવા કામ માટે છેક નવા હતા. લોકોના ઘરમાં પેસી ખુણા ખોચરા તપાસવાનો તેમને હુકમ મળવાથી તેમને જે જે પ્રસંગ પ્રાપ્ત થતો, જે લાગ મળતો તે પ્રસંગ વખતે તથા તેવા લાગ વખતે તેઓ શું કરશે તેની પરીક્ષા તેમની પહેલાં થઈ નહોતી. તે આવ્યા તો શુદ્ધ હેતુથી; તેમણે યોજના કરી તે પણ શુદ્ધ હેતુથી; પરંતુ એ પણ માણસ જ હતા. મનને ભમાવી દે એવા પ્રસંગ, આંખો અંજાઈ જાય તેવી વસ્તુઓનો દેખાવ અને અનુકૂળ સંધિ—આવો વિલક્ષણ

સંયોગ થાય તો એકાદો માણુસ ફસાઇ જાય તેમાં કાંઇ આશ્ચર્ય નથી. પરંતુ આવો એકાદ અપવાદરૂપ દાખલો પણ બને તો તેથી તે વખતના લોકોના મનની સ્થિતિ ઉપર ભયંકર પરિણામ થયા સિવાય ન રહે. આ પ્રમાણે લોકોનાં મન તે વખતે ક્યાંક ખેદ પામ્યાં, ક્યાંક શંકાગ્રસ્ત થયાં, ક્યાંક સંતાપ પામ્યાં, ક્યાંક જીવ ખોવા તૈયાર થયાં, ક્યાંક ગાંડાં થઇ ગયાં, ને ક્યાંક અંદરનાં અંદર બળીને વેર વાળવાનો આસુરી પ્રસંગ શોધવા પણ લાગ્યાં !

**વિલાયતનો પહેલો પ્રવાસ.**

આવી સ્થિતિમાં ગોપાળરાવ આ દેશમાં નહોતા; આ વખતે તે ઇંગ્લાંડ હતા. હિંદુસ્તાન અને ઈંગ્લાંડ આ બે દેશના સામાયિક ખર્ચની વહેંચણીના સંબંધમાં પુષ્કળ વખત વાંધો પડતો. હિંદુસ્તાનનો વહીવટ જ આંધળો છે; બેસુમાર ખર્ચ થાય છે, એવી તકરાર વખતો વખત સાંભળવામાં આવતી. હિંદુસ્તાનમાં ગરીબાઈ વરસો વરસ વધતી જાય છે, એવો આક્રોશ થતો, અને લશ્કરી ખર્ચનો બોજો હિંદુસ્તાન ઉપર દુઃસહ છે, એવું વારંવાર બોલવામાં આવતું. તે ઉપરાંત કંપની સરકારના વખતમાં હિંદુસ્તાનના જેવી વખતો વખત ચોકસાઇ થતી તેની તપાસણી સરકારે હિંદુસ્તાનનો વહીવટ પોતાને હસ્તક લીધો ત્યારપછી કરી નહોતી. આ સર્વ કારણોને લીધે હિંદુસ્તાન સરકારની સાંપત્તિક આવક જાવકની તપાસ સારૂ ૧૮૯૭ ની સાલમાં એક રોયલ કમીશન નીમાયું હતું. તેની આગળ સાક્ષી આપવા માટે મુંબાઇ તરફથી પ્રો. ગોખલેની નીમણૂક થઇ. સર વાચ્છા સરખા કસાયેલા આંકડાશાસ્ત્રીની સાથે પ્રો. ગોખલે વિલાયત જવાના હતા, તેથી તેમની ઉપર જવાબદારી ઘણી મોટી નહોતી. તે હજુ નાના હતા; તથાપિ આખા હિંદુસ્તાનનો

પક્ષ તેમને સંભાળવાનો હતો. કમિશનમાં નીમાએલા ગૃહસ્થો હોશિઆરમાં હોશિઆર હતા. તેમની દૃષ્ટિ ગમે તેટલી નિષ્પક્ષપાત હોય તોપણ તે અંગ્રેજ જ; હિંદી દૃષ્ટિવાળા તો તેમાં દાદાભાઇ નવરોજી એક જ હતા. આવા કમિશન આગળ હિંદુસ્તાનના સર્વ સાંપત્તિક વહીવટ સંબંધમાં સાક્ષી આપવા માટે તૈયારી કેટલી કરવી જોઇએ, આંકડાનો અભ્યાસ અને માહિતી કેટલી જોઇએ, અને સર્વ બાબત તેમ જ ઝીણી ઝીણી હકીકત આંખ આગળ કેવી રમી રહેવી જોઇએ, એની કલ્પના આવું કામ જેની ઉપર પડે તેને જ હોઈ શકે. વેલ્બી કમીશન આગળ આપવાની સાક્ષી માટેની તૈયારી ગોખલે ત્રણ મહિનાથી એક સરખી કરતા હતા. તે કરતી વખતે તે અરસામાં તેમને પૂનેથી મુંબાઇ, મુંબાઇથી સોલાપુર, સોલાપુરથી પૂના અને પૂનાથી મુંબાઈ એમ કેટલી વખત મુસાફરી કરવી પડી. આંકડાનો મેળ મેળવવા સારૂ અનેક ગ્રંથો ને પુસ્તકો જોવાં પડયાં અને બધી તરફ લક્ષ આપવા સારૂ કેટલો ઉહાપોહ કરવો પડયો! પરલોકવાસી રા. બ. ગણેશ વ્યંકટ જોશીએ ગોપાળરાવને આ બાબતમાં અત્યંત મદદ કરી હતી. વગેરે બાબત વિસ્તારથી કહેવાને અવકાશ હોત તો ઉછરતા મંડળને તેમાંથી શીખવાનું ઘણું મળત.

ગોપાળરાવની તૈયારી ઉત્તમ પ્રકારે થઈ હતી. રાવ સાહેબ રાનડેએ પોતાના મનની ખાત્રી કરી લીધી અને તેમણે મોટી ઉમેદ અને આનંદ સાથે તેમને રવાના કર્યા. રાવ સાહેબ રાનડેએ વાવેલા બીનું વૃક્ષ થઇને તેને પહેલીજ વખત ફળ આવવાનો આ સમય હતો. ગોખલેની સાક્ષી ઉત્તમ પ્રકારની થશે એવી તેમને ખાત્રી લાગતી હતી. રાવસાહેબનો આશીર્વાદ લેઇ ગોખલેએ હિંદુસ્તાન છોડી વિલાયત તરફ પ્રયાણ કર્યું.

હિંદુસ્તાનનો કિનારો દેખાતો બંધ થયા પછી વિસ્તીર્ણ દરિયો કાપતી તેમની આગબોટ ચાલતી તે વખતે તેમના મનમાં કેવા કેવા વિચારતરંગ ચાલતા હશે ! સમુદ્રનાં મોજાં જેમ ઉછળીને નીચે પડતાં આગબોટ ઉંચી નીચી થાય તેમ તેમના મનમાં જાત જાતના વિચારોનાં મોજાં ઉછાળા મારી રહ્યાં હશે ! પળવાર આશાવંત વિચારોના–આગળના શુભ સ્વપ્નાંથી ઉલ્લાસ થાય, આગળના ભયથી, 'કેમ થશે શું થશે,' એવી શંકાઓથી મનમાં ક્ષોભ થાય, ફરી પોતાની તે માટેની તૈયારી અને શ્રમ યાદ આવતાં, ઉત્સાહથી કોઇ ઉમેદથી, કોઈ કોઇવાર પ્રસન્ન ચિહ્નથી હૃદયમાં તનમનાટ થાય, એવું એવું તેમના મનમાં ચાલતું નહિ હોય ? કોણ કહી શકે ? આવા સુભાગ્યનો અનુભવ કોને હોય ? પારકા દેશમાં, પારકી ભાષામાં, અને નવી પરિસ્થિતિમાં ફસાએલા મનુષ્યો આગળ પોતે જે બોલે તેની અચુક સાબીતી કરવાની હતી. મુંગા માણસોની હકીકત મુંગામાંના એકે કાબેલ–બોલતા માણસો આગળ રજુ કરવાની હતી. આ વખતે મુંબઇગરાઓની, મુખ્યત્વે કરીને પૂનાવાસીઓની નજર ગોપાળરાવ તરફ કેટલી આતુરતાથી લાગી રહી હશે !

છેવટે ગોખલેની એક વખત સાક્ષી થઇ. તેમની ઉલટ તપાસ પણ થઇ ગઇ, અને તે ' ભયંકર દિવ્ય ' માંથી ગોખલે વિજયવંત થઈ બહાર નીકળ્યા ! આખું ઇંગ્લંડ ચકિત થયું. હિંદુસ્તાનના બીજા પ્રાંતોને નવો વીરપુરૂષ મળ્યાથી અભિમાન સહિત આનંદ થયો. અને મુંબઈ ઇલાકામાં, પૂનામાં કેટલો હર્ષ, કેટલો આનંદ થયો તેનું શી રીતે વર્ણન થઈ શકે ? અમે તો નાચવા જ લાગ્યા ! ગોખલેને પોતાને જેટલી શાબાશી લાગી નહિ હોય, તેટલી અમને –પૂનાવાસીઓને લાગી, અને તેમના ગુરુનું અંતઃકરણ આનંદથી

ગદ્‌ગદિત થયું. " શાબાસ ! ગોખલે શાબાસ ! " એવું આખું મહારાષ્ટ્ર એક અવાજે ગર્જના કરવા લાગ્યું ! પણ હાય !

## પૂનામાં પ્લેગનો ઉત્પાત.

પ્લેગને પાછળ મૂકીને ગોખલે વિલાયત ગયા; પણ તેણે ત્યાં જઈ તેમને સપડાવ્યા ! પાછળ રહ્યાં તે કારણોથી–સરકારે સદ્‌ભાવથી યોજેલા ઉપાયોથી પૂના અને મુંબઈના લોકો ત્રાસ પામી ગયા. પૂનામાં તો લોકોના મનની સ્થિતિ એટલી બેતાલ થઈ કે, કેટલાક યુવાન માણસોનું મગજ ફરી ગયું, દુઃખથી મગજ બહેર મારી ગયું, અને હૃદયમાં સળગેલી આગ બહાર નીકળવાની રાહ જોઇ રહી ! અને પૂનામાં પ્લેગની વ્યવસ્થા કરવાને નીમાયેલા અધિકારીના ખૂનના રૂપમાં તે બહાર પડી ! ખૂન જ્યુબિલિની રાત્રે જ થયું. તે રાત્રે એક ઠેકાણે આનંદોત્સવ શરૂ હતો તેજ વખતે બે બ્રિટિશ અમલદારનાં ખૂન થયાં અને જ્યાં ત્યાં હાહાકાર થઈ ગયો ! બધા લોકોનાં મોં પરથી નૂર ઉડી ગયું ! લોકો ત્રાસ પામ્યા હતા –દુર્દશા થઈ હતી ખિન્ન થયા હતા, તો પણ અધિકારીનાં ખૂન થયાની વાત સાંભળી તેઓ ભયભીત બન્યા. આ બધા હિંદી માણસો હતા એ લક્ષમાં રાખવા જેવી બાબત છે. તેમને ખૂન, મારામારી વગેરે હમેશાં અશુભ–ખરાબ જ લાગે છે.

બીજી તરફ સરકારી અધિકારી વર્ગ અને સરકાર પણ ક્રોધથી ભાન ભૂલી ગઈ. બ્રિટિશ અધિકારીઓનાં ખૂન ! એક ગોરાના જીવને બદલે દશ દેશીઓનાં જાન લેવાં પડે તો હરકત નહિ પણ આ કૃત્યની બરાબર ખબર લેવી જ જોઇએ, એવું કેટલાક ગોરા લોકો બડબડવા લાગ્યા. અન્યથા હિંદુસ્તાનના મિત્ર કહેવાતા હતા તેમાંથી પણ કેટલાક ઉપર પ્રમાણે બેતાલપણે ભરડવા લાગ્યા, એમ કહેવાય

છે ! ઇંગ્લાંડમાં બ્રિટિશ રાજ્યની ઇમારત ડગમગવા લાગ્યાની અને મહારાષ્ટ્રમાં બંડ થશે કે શું, એવી પુષ્કળ માણસોને ધાસ્તી લાગી. જવાબદાર અધિકારીઓમાં પણ આ પ્રસંગે જેમનું મગજ ઠેકાણે રહ્યું હોય એવા થોડા હતા એવું કહેવાય છે. આ ખૂનને લીધે હિંદુસ્તાનની રાજકીય પ્રગતિ પચીસ વર્ષ અટકશે–ફકત અટકશે એટલું જ નહિ, પણ પચીસ વર્ષ પાછી હઠશે. ઘડીઆળના કાંટા જેમ પાછા ફરે તેમ પાછી ફરશે, અને હિંદી લોકોના જે થોડા ઘણા રાજકીય હક્ક છે તે પણ દબાઈ જશે એવી હિંદુસ્તાનમાં પણ બીક લાગવા માંડી. ખાસ ઇંગ્લાંડમાં પણ તે વેળાએ ક્ષોભ પામેલું વાતાવરણ જેણે જોયું હશે તેના મનમાં પણ ભયનું રૂપાન્તર થઇ ધાસ્તી લાગવા માંડી હશે.

**પ્લેગપ્રકરણમાં ગોખલેની માફી.**

ગોખલે તે વેળા ઇંગ્લાંડમાં હતા. પૂનાના પ્લેગના બંદોબસ્તનું પૂર્વ સ્વરૂપ તેમણે જોયું ન જોયું, એટલામાં તેમને હિંદુસ્તાનનો કિનારો છોડવો પડયો હતો, તોપણ ખાસ પૂનાના તે વખતે જાતે જ ત્યાં હોવાથી જે તે "આ શું થયું ?" એમ તેમને પૂછવા લાગ્યા. તે શું જવાબ આપે ? તેમને પ્રત્યક્ષ માહિતી શી હતી ? તેમને આ સંબંધમાં માત્ર પૂનાથી નવ ગૃહસ્થોના ખાનગી પત્રો મળ્યા હતા, અને સુધારકનો એક અંક મળ્યો હતો. ખાનગી પત્રોમાં, પૂનામાં ભયંકર જુલમ અને અત્યાચાર ચાલે છે, માલમિલકત અને સ્ત્રીઓની આબરૂ ભયમાં છે, શરીરે રોમાંચ ખડાં થાય તેવી અને મોઢેથી બોલતાં શરમ આવે તેવી અનન્વિત વર્તણુક પ્લેગના બંદોબસ્ત નિમિત્તે ઇંગ્રેજ સોલ્જરોના હાથે થાય છે, આવી આવી હૃદયદ્રાવક હકીકત તેમાં લખેલી હતી. આ પત્ર લખનારાઓમાં પ્રોફેસર,

વકીલ, મરાઠી લેખક વગેરે જૂદા જૂદા આબરૂદાર ગૃહસ્થો હતા. તેમણે લખેલી હકીકતમાં ખોટાપણું નહિ હોય એવી ગોખલેની સમજ હતી; પરંતુ તે પત્ર ખાનગી હતા, અને સાર્વજનિક ઉપયોગ કરવાને વાસ્તે જેટલી ચોક્કસ માહિતી જોઇએ તેટલી તેમાં નહોતી. ત્યારે ગોખલેએ શું કરવું? જે તે તેમની પાસે પૂનાની સ્થિતિની પૂછપરછ કરતા. બે બ્રિટિશ અમલદારના ખૂનને લીધે સંતાપીને સરકાર કોઈ પણ જાતના જુલમી ઉપાયનું અવલમ્બન કરશે, એવો ભય હિંદુસ્તાનના હિતચિંતકોને ઉત્પન્ન થયો અને તેમના તથા ગોખલેના વિચારથી એમ ઠર્યું કે, પત્રો જો કે ખાનગી છે, તોપણ તેમાંના મજકુરના આધારે પૂનાની સ્થિતિ સંબંધે કાંઇક માહિતી ગોખલેએ વર્તમાનપત્રમાં પ્રગટ કરવી. તે પ્રમાણે તેમણે કર્યું, અને શો ચમત્કાર! ઘડીઆળના લોલકની માફક પ્રજાજનનો ક્ષોભ બંધ થઇ તે સોલ્જરો અને તેમને હુકમ કરનાર મુંબઇ સરકારની ઉપર ઉતરી પડયો! સ્ત્રીજાતિના સંબંધમાં અંગ્રેજનું અંતઃકરણ ઘણું કોમળ હોય છે. કેટલાક સોલ્જરો તરફથી સ્ત્રીઓપર જુલમ થાય છે એમ પોતાની ઉપરના ખાનગી પત્રોથી માલૂમ પડે છે એવું ગોખલેએ પ્રકટ કર્યું કે મુંબઈ સરકાર પર બ્રિટિશ લોકો નારાજ થયા, અને ઈંગ્લંડથી મુંબઈ સરકારપર આની એકદમ તપાસ કરવાના તાર આવ્યા. મુંબઇ સરકારે પાંચ પ્રશ્નવાળી પત્રિકા પૂનાના આશરે પાં-ચસે ગૃહસ્થોને મોકલી, " અત્યાચારનો પુરાવો કોઈની પાસે છે? છેવટે કાને સાંભળેલી માહિતી પણ કોઇને છે?' એવી તાબડતોબ તપાસ કરી, અને તે સંબંધમાં કોઈની પાસેથી પુરાવો ન મળ્યાથી ગોખલેનું કૃત્ય, ફક્ત દુષ્ટપણાથી રચવામાં આવેલું-તદ્દન ખોટું છે, એવું તારના ઉત્તરમાં મુંબઇ સરકારે જણાવ્યું.

પણ આટલું થવામાં જે વખત લાગ્યો, તેટલામાં સંતાપનો પહેલો ઉભરો શાંત થયો હતો, પહેલાંનો ક્રોધ ઉતરી ગયો હતો, અને જે બનાવ બન્યો છે તેનો શાંત મનથી વિચાર કરવાનું ઈંગ્રેજ લોકોને શકય થયું હતું. હવે ગોખલેની સ્થિતિ કફોડી થઇ. ‘ જુદાણું –જુઠું વિધાન’ કરવાનો તેમનાપર આરોપ આવવાથી વેલ્બી કમિશન આગળ તેમણે આપેલી ઉત્તમ સાક્ષી પર પાણી ફર્યા જેવું થયું. તે ઘણા દિલગીર મનથી પાછા આવવા ત્યાંથી નીકળ્યા. તેઓ એડન આવ્યા, ત્યારે તેમના હાથમાં તેમના મિત્રોના કેટલાક પત્રો આવ્યા. ‘ મહેરબાની કરીને અમારાં નામ કહેશો નહિ, ’ એવી તેમાં ઘણીજ નમ્રતાથી વિનંતિ કરી હતી એમ કહેવાય છે. પરંતુ પોતે કરેલા કાર્યની સર્વ જવાબદારી પોતેજ માથે લેવી, બીજા કોઇનું નામ દેવું નહિ, એમ ગોપાળરાવે પહેલેથી જ નક્કી કર્યું હતું.

ગોખલેની આગબોટ મુંબઇના બંદરમાં આવતાં જ પોલિસ કમિશનર તેમને મળ્યા. તેમણે તેમને ચોખ્ખું કહ્યું કે, “ કિનારાપર પહોંચ્યા પછી તમોએ કરેલા વિધાનના સંબંધમાં પુરાવા વગેરેની તપાસ કરીશું. ત્યાં સુધી તે સંબંધે કાંઈ બોલવાનું નથી. ”

ગોખલે ઉતરીને રાનડેને ઘેર ગયા કે રાનડે બોલ્યા, “ ગોપાળરાવ, વિલાયતમાં શાં શાં રાજકીય કામ કર્યા ?”

પોલિસ કમિશનર મળ્યાની હકીકત કહેતાં જ તેમની સાથે જે જે વાત થઇ તે તરત જ લખી રાખવાનું કહી રાનડે કામે વળગ્યા. ગોખલેએ તેમ કર્યા પછી પુરાવો–બુરાવો મળી શકે છે કે કેમ તેની તપાસ કરી. પત્ર લખનારા કે નહિ લખનારામાંથી કોઇ પુરાવો આપવા તૈયાર નહોતા. પુષ્કળ મહેનત કરી જોઇ. છેવટે પોતાના કહેવાની તરફેણમાં ફક્ત સાક્ષી આપવા કોઇ તૈયાર છે કે કેમ તે તેમણે

તપાસી જોયું. પરંતુ કોઈ આગળ આવે નહિ, બધા ગર્ભગળ્યા જેવા થઇ ગયા હતા! હવે કરવું શું? બ્રિટિશ સિપાઇઓની આબરૂ પર અને દાનત પર મધળા યુરોપનાં રાજ્યોમાં નાલેશી થાય એવો તેમણે જે આરોપ મુકયો હતો તે સાબીત કરવા જોઇતો પુરાવો મળતો નથી, તો પછી કરવું શું? પુરાવા વગરનું કલંક એમને એમ રહેવા દેવાથી અન્યાય-અનીતિનું પાપ જ થાય. પુરાવાથી તે આરોપ સિદ્ધ થઈ શકે તેમ હોત,-પુરાવાથી તે આરોપ સિદ્ધ કરી શકાત, છેવટે ફક્ત સહેજસાજ પુરાવો પણ આગળ આવત તો પણ ઠીક હતું; પરંતુ તેમાંનું કાંઇજ બનતું નહોતું! ગોખલે અસ્વસ્થ થયા. તેમના મનમાં ગભરાટ થયો. પુરાવો ન છતાં પોતે એક મોટા વર્ગની જગત્ આગળ બેઆબરૂ કરી એવું તેમના મનમાં ખૂંચવા લાગ્યું.

હવે આનો તોડ કેમ કાઢવો? એકજ રસ્તો હતો. સીધી રીતે, પ્રામાણિકપણે પોતાની ભૂલ કબૂલ કરવી અને જેમને અન્યાય થયો છે તેમની માફી માગવી, આ જ સારો રસ્તો હતો. રાવસાહેબ રાનડે-એ આજ રસ્તો ગ્રહણ કરવાનું તેમને કહ્યું અને ગોખલેને પણ તે પસંદ પડયો. અરેરે! આખા જગત્ આગળ કરેલું વિધાન માથું નીચું કરી તે જ જગત્ આગળ પાછું ખેંચી લેવું અને પોતે ભૂલ કરી એવું જગત્ આગળ કબૂલ કરવું! આ કેટલી અપકીર્તિ! કેટલી નાલેસી! પણ સરલપણું પ્રિય હોય તો તે જ રસ્તે જવું એ જરૂર-નું હતું! ગોપાળરાવનું મન તેમને તેમજ કહેવા લાગ્યું. અને કેવળ સાર્વજનિક સરળપણાને અને લૌકિક ન્યાયબુદ્ધિને માન આપવું, લોકો હસે તેની દરકાર ન રાખવી, એવું ગોખલેએ છેવટે નક્કી કર્યું; અને થયેલી ભૂલ માટે કોઇ પણ શરત વિના માફીપત્ર પ્રસિદ્ધ કર્યો.

ગોપાળરાવના આ કૃત્યથી હિંદુસ્તાનમાંના એક વર્ગના લોક સખત ટીકા કરવા લાગ્યા. તેમના મનથી માફી માગવી એટલે બાયલાપણું! વસ્તુતઃ પોતાના શબ્દ પાછા ખેંચી લેવાથી થતી માનહાનિ ઉઘાડી દેખાતી હતી; છતાં પણ સરલપણે ન્યાયાચરણ કરવું, અને અજાણતાં પણ પોતે જેમને અન્યાય કર્યો હોય તેમની ખુલ્લા દીલથી માફી માગવી એમાં ગોખલેનું અસાધારણ ધૈર્ય જ દેખાઇ આવ્યું! ધક્કો મારવામાં જોઇતા ધૈર્યના કરતાં, જગતના ટેકાના બળથી ઇષ્ટ માર્ગે ચાલવામાં જોઇતા ધૈર્યના કરતાં, જગતથી ઉલટા પણ સરળ માર્ગે જવામાં સોગણું વધારે ધૈર્ય જોઇએ છે! આમ કરનારા પુરૂષો શૂરમાં શૂર અને વીરમાંના વીર હોય છે. ગોખલેએ પોતે શૂર, શુદ્ધ હૃદયના અને આબરૂદાર ગૃહસ્થ હતા, એમ આ કૃત્યથી જગતને બતાવી આપ્યું, અને પ્રતિપક્ષની આબરૂને પોતાના હાથે ધક્કો લાગવાનો સંભવ નથી એ સાબીત કરી આપ્યું. સાધારણ માણસોને અને કુટિલ નીતિને રસ્તે ચાલનારા માણસોને તેમનું આ કૃત્ય પસંદ પડયું નહિ, પણ તેની ગોખલેને દરકાર નહોતી. ઈંગ્લિંડમાં સાર્વજનિક વ્યવહારની જે ઉચ્ચતમ પરંપરા છે, તેને સર્વ રીતે અનુરૂપ થાય તેવું આ વખતનું ગોખલેનું વર્તન હતું, અને લૌકિક ચળવળની શુદ્ધતાને જેઓ ચાહનારા છે, એવા ઘણા લોકો તરફથી આ વખતે તેમને અભિનંદન મળ્યું. આ દેશમાંથી તેમજ ઇંગ્લંડ-માંથી ઘણા અગ્રેસર ગૃહસ્થોના તેમની પર પ્રશંસાપત્રો આવ્યા અને સમસ્ત સમજુ જગતમાં તેમની કિંમત વધી. આ મનુષ્ય શુદ્ધ વર્તનના, સરલ અન્તઃકરણના અને પ્રતિપક્ષ સંબંધી ઉદાર ધોરણ ગ્રહણ કરનારા છે, એવી સરકારની અને ઉદાર મનના મનુષ્યોની ખાત્રી થઈ. કોઈ પણ હલકી દૃષ્ટિથી કામ કરનારને તે જ્યાં નીચે પડયા એમ લાગતું,

તેમાં તે ખરેખર ચઢવા લાગ્યા! હું પડું છું તે ઉઠવા સારૂ અને અટકું છું તે ચઢવા સારૂ એ ગોખલેના આયુષ્યમાં સાબીત થવાનો હવે આરંભ થવા લાગ્યો. ટુંકી દૃષ્ટિવાળા અને કુટિલ વર્તનવાળા લોકોને તેમની આ માફી એટલે અધઃપાત લાગ્યો. પરંતુ તે જ તેમના તથા હિંદુસ્તાનના ઉત્કર્ષનો પાયો છે, એવું આગળ સિદ્ધ થયું. ગોખલેના સંબંધમાં સરકાર પક્ષનો ભવિષ્યે પૂર્ણ વિશ્વાસ બેઠો, તેનું મૂળ કારણ તેમની આ માફી જ હોય એમ લાગે છે.

## પ્રકરણ ૬ ઠું.

### ધારાસભામાં કામગિરી.

અહીંથી ગોપાળરાવના માનસિક શુદ્ધિકરણની શરૂઆત થઈ.

**માનસિક વિકાસનું ત્રીજું પગથિયું.**

આપણા દેશબંધુઓમાંનાં ઘણાંઓમાં સરળપણાની કિંમત કરવા જેટલી પણ કદર નથી, તે માટે ગોખલેના મનમાં ખેદ થતો. તેઓ હવેથી પોતાના મનની, વર્તનની અને ધોરણની વધારે બારીક તપાસ રાખવા લાગ્યા. ૧૮૯૭ ની સાલ પછીના ગોખલે એ અંદરથી અને બહારથી એકજ હતા એમ કહી શકાશે નહિ. ૧૮૯૭ ની સાલના સઘળા અનુભવથી તેમના અંતર્બાહ્ય વ્યક્તિત્વમાં ઘણો મોટો ફેરફાર થઈ ગયો. તેમની સ્વદેશભક્તિ વધવા લાગી, દેશની ઉન્નતિની આસ્થા વધી, તે સાધવા સારૂ ઉદ્યોગ કરવાની તેમને હોંસ વધી, અને

આજપર્યંત સામાન્ય લોકોની ટીકાની થોડી ઘણી તેમને જે ભીતિ લાગતી, તે છેકજ મટી ગઈ. આજ જે મને હસે છે, તેમની જ તરફથી ધન્યવાદ મેળવીશ એવી ધમક તેમના મનમાં હવે જોસથી આવવા લાગી. પોતે માફી માગી તેથી ઇંગ્લાંડમાં પોતે બજાવેલી કામગિરીનું પણ પોતાંના દેશબંધુઓને વિસ્મરણ થાય તેનો તેમને ખેદ થતો—કદાચ વિષાદ પણ થતો. કૌટિલ્યની કિંમત થાય, વામમાર્ગીઓનું જોર જામે, સદ્યઃકાર્યનાશનેજ કાર્યસિદ્ધિ સમજી તેની પ્રશંસા થાય, એ માટે કોઇ કોઇ વાર તેમને નવાઈ લાગતી, તોપણ પોતાના દેશને સીધે રસ્તે ચઢાવવો એ પોતાનું કર્તવ્ય છે, દેશની આબરૂ વધારવી અને બીજાં રાજ્યોના મનમાં પોતાના દેશના લોક સંબંધી આદરભાવ ઉત્પન્ન કરવો એ આપણા લોકોનાજ હાથમાં છે. આપણે તો આપણાથી થાય એટલું કામ તે માટે કરવું જોઇએ, એવું ગોપાળરાવના મનમાં લાગવા માંડયું. અહીંથી તેમના જીવનના વિકાસના ત્રીજા પગથીઆનો આરંભ થયો. સાધારણ લોકોમાં તેમની થએલી અપકીર્તિ તેમણે શાંતપણે સહન કરી અને પોતે પોતાના પરિશ્રમ શરૂ રાખ્યા.

**મુંબઇની ધારાસભામાં.**

૧૯૦૦–૧૯૦૧ એ બે વર્ષ ગોખલે મુંબઇની ધારાસભામાં ચુંટી કાઢેલા પ્રજાકીય સભાસદ હતા, અને તેમનું ત્યાંનું કામ સઘળાને ઘણું પસંદ પડયું હતું. તે પોતાની આગળ આવેલા સર્વે કાગળ પત્રોનો બારીક રીતે અભ્યાસ કરતા, બહારથી પણ શાન્તિથી જોઈતી માહિતી મેળવતા, અને પછીજ સરકારના કામપર આધારપૂર્વક જોરથી ટીકા કરતા. વસુલાત અને દુષ્કાળ નિવારણ એ બે બાબતમાં તે વખતની સરકાર પ્રજાની હાલતના સંબંધમાં

વિશેષ પર્વા કરતી નહોતી, એથી કૌન્સિલમાં એ બાબત વિશે પ્રજાકીય સભાસદોની ખૂબ ટીકા થતી. આ કૌન્સિલમાં જમા ખર્ચના અંદાજના ખરડાપર ગોખલેએ પોતાના પહેલાજ ભાષણમાં દુષ્કાળ નિવારણ પદ્ધતિપર અને વહીવટપર બહુ જોરથી ટીકા કરી હતી. આ ધારાસભામાં તેમનાં આશરે ૮ ભાષણ થયાં. તેમાં ઉત્તમ ભાષણ કહીએ તો તે Land Revenue Amendment Bill ( લેન્ડ રેવન્યુ એમેન્ડમેન્ટ બીલ ) ઉપરનું છે. સરકાર તરફથી આ બીલ રજુ કરતાં એવું કહેવામાં આવ્યું હતું કે, " આ બીલથી રૈયતની સ્થિતિ સુધરશે—શાહુકારની સત્તા કમી થશે." આની વિરૂદ્ધ "આમાંથી કાંઇ પણ લાભ થનાર નથી. સરકારની ત્રીજોરીમાં જમીનનું મહેસુલ ઝપાટાબંધ વસુલ કરવામાં માત્ર તેનો ઉપયોગ થશે, અને તેથી સર્વ જમીનની માલીક સરકાર, એ તત્ત્વ ફક્ત પરોક્ષપણે સ્થાપિત થશે. સરકાર તરફ મત ઘણા પ્રમાણુમાં છે, પણ તેનો ઉપયોગ લોકપક્ષની પાયમાલી કરવામાં થવો ન જોઈએ. " વગેરે મુદ્દા ગોખલેના ભાષણમાં હતા. સર પીરોજશાહ મહેતાની સૂચના " એ બીલનો વિચાર થોડા દિવસ મોકુફ રાખવાની " હતી. એ સૂચનાને ગોખલેનો ટેકો હતો. તેમના ભાષણની છાપ બધા ઉપર ઘણીજ સારી રીતે પડી, તથાપિ મહેતાની એટલે લોકપક્ષની સૂચના ઉડી ગઇ, ત્યારે લોકનિયુક્ત સભાસદો કૌન્સિલ છોડીને ચાલ્યા ગયા. તે બીલ પાસ થતાં હાજર રહી મુંગો ટેકો—અનુમતિ—આપણે આપવી નહિ અને સરકાર તથા લોકપક્ષનો આ બીલની બાબતમાં કેટલો તીવ્ર મતભેદ છે તે બતાવવો, તેટલા સારૂ સર્વે લોકનિયુક્ત પ્રતિનિધિઓએ ધારાસભામાંથી ઉઠી જવાનો માર્ગ સ્વીકાર્યો. બીલ પસાર તો થયું; પરંતુ ગોખલેના ભાષણનું પરિણામ એટલું થયું કે તે ખરી રીતે પાસ થતાની સાથે

જ નિષ્ફળ થયા જેવું લાગ્યું એમ એક યૂરોપીઅન ગૃહસ્થે ઉદ્‍ગાર કાઢયાનું કહેવાય છે. એ ભાષણ થયાને બીજે દિવસે પ્રિન્સિપાલ સેલ્બી સાહેબનો અભિનંદનપત્ર તેમની ઉપર આવ્યો, તેથી ગોપાળરાવને ઘણો સંતોષ થયો.

૧૮૯૭ ની સાલમાં ઇંગ્લાંડથી પાછા આવ્યા પછી ગોખલેના મનમાં ઇંગ્લાંડમાં રહીને હિંદુસ્તાન માટેનું કામ કરવું, પછી ફવાય તો પાર્લામેન્ટમાં દાખલ થવું અને ત્યાં હિંદમાતાની ફરીઆદો રજુ કરવી, એવું પુષ્કળ વખત આવતું. “ અહીં કરવાનું કામ પૂરૂં થયું કે ? અહીં કરવાના કામનો હજુ ડુંગર પડેલો છે ! હજી તો પાયો ખોદીને માટીની ટોપલીઓ ઉંચકી જવાનું કામ કરવાનું છે તે કોણ કરશે ? ” એવો રાનડે આનો ઉત્તર આપતા. “ જંગલો કાપીને જમીન સાફ કરવાનું કામ પહેલું થવું જોઇએ. તે કરવાને રાત દિવસ કામ કરનાર માણસો જોઈએ. અમારા જેવા લોકો તેને ઉપયોગી નથી. ફક્ત અવકાશનો વખત દેશકાર્યમાં આપેથી શું વળવાનું ? દેશકાર્ય એજ મુખ્ય વ્યવસાય એમ મનમાં ધરનારા અને એકનિષ્ઠાથી તેજ એક કામ રાત દિવસ કરનારા માણસો હોવા જોઇએ. તેમને માટે કામ હજુ જોઇએ તેટલું છે.”

“ પાર્લામેન્ટમાંનું કામ એટલે દેવાલય ઉપર કળશ ચડાવવાનું કામ છે. પહેલાં પાયો પૂરો, પથ્થર બેસાડી ભીંતો ચણો, એટલે પછી તે આપોઆપ થશે. ” આવા ઉદ્‍ગાર રાવસાહેબના મુખમાંથી ગોખલે પાસે વારંવાર નીકળતા, ને ગોખલેના અંતરમાં તે ઉતરતા. આનું પરિણામ એવું થયું કે ગોખલેને હવે બીજાં કામ કરતાં દેશની રાજકીય ઉન્નતિનું કામ વિશેષ મહત્ત્વનું લાગવા માંડયું. કૉલેજના કામની મહત્તા ઘટી ગઇ. ખરૂં કહીએ તો ૧૮૯૫ પછીનાં તેમનાં

કૉલેજનાં ભાષણો એટલે અધિકારી પુરૂષની અધિકારી વાણીનો સહજ સુંદર વિલાસ જ માત્ર થતો. તે સાંભળવાને વિદ્યાર્થીઓનાં મન આતુર રહેતાં હતાં. પોતાનાં વ્યાખ્યાન મનોહર અને ઉદાત્ત હોવાને લીધે પરીક્ષાને વાસ્તે છોકરાને તૈયાર કરવાનાં કારખાનાઓનું રૂપાન્તર થયું, અને તે શીખવતા હતા તે વર્ગમાં જ્ઞાનનો સત્ર ચાલુ હોય ત્યારે જાણે સરસ્વતીદેવી પોતે જ સેવા કરવા આવી છે, અને તે અહીંઆં આવીને જ્ઞાનના ધનની લૂંટ ચલાવી રહી છે એવું લાગતું. પણ ગોખલેનું લક્ષ હવે વિશાળ કાર્યક્ષેત્રમાં રોકાયું. તેમને હવે નાના વર્ગમાં અકળામણ થવા લાગી. કામ કરવાની લાલસા વિશાળ થઈ, દૃષ્ટિનું ક્ષેત્ર વધ્યું, અને કૉલેજમાંથી છૂટા થઇ, સર્વથી ચઢીઆતું દેશકાર્ય કરવાનો વિચાર તેઓ કરવા લાગ્યા.

એટલામાં ગોપાળરાવના પૂજ્ય મહાત્મા ગુરૂ રાનડેનો એકાએક દેહાંત થયો, અને તેમનાં સાર્વજનિક કાર્યો સંભાળવાનું ને ચલાવવાનું સર્વાંશે ગોખલેને માથે આવી પડ્યું. રાનડે સ્વર્ગસ્થ થયા તે વખતે આખા હિંદુસ્તાનમાં અંધકાર વ્યાપ્યા સરખું લાગ્યું. દેશમાંના સર્વે આગેવાનોએ એકત્ર થઇ તેમનાથી જેટલો બને તેટલો તેમના કર્તૃત્વનો ઉપયોગ કરી દેશકાર્ય ઉપાડી લેવું, અને પ્રત્યેકમાં જેટલા સારા ગુણો હોય તેટલા આગળ કરી સાર્થક થાય તેમ કરવું, પરિસ્થિતિનો પૂર્ણ વિચાર કરી લોકોનું પગલું આડી અવળી બાજુએ પડવા ન દેવું અને કદી પણ ફુટ પડવા દેવી નહિ, અંદર અંદર સમજીને કાર્ય પાર પાડવું, એવી તેમની વૃત્તિ હતી તેને લીધે, અને અલૌકિક બુદ્ધિમત્તાને લીધે રાનડે હિંદુસ્તાનના અગ્ર મનુષ્ય તરીકે લેખાતા હતા. તે દેવલોક પામ્યા એટલે સર્વ રૂપ જ ફરી ગયા જેવું ગોખલે-ને થયું! સ્વયંપ્રકાશ ગયો અને સળગાવેલા દીવાના પ્રકાશથી કામ

નભાવવાનો પ્રસંગ આવ્યો ! સૂર્ય અસ્ત પામ્યો ને માર્ગ દેખાતો બંધ થયો. આ અનર્થથી ગોખલે કેટલાક દિવસ સ્તંભિત થઇ ગયા. પરંતુ તેમના ગુરુની વાણી તેમના કાનમાં ગણગણવા લાગી: " કામના ડુંગરા પડેલા છે. કોદાળી પાવડા લેઈ કામે લાગો. " આ તેમના શબ્દથી ગોપાળરાવના જીવને ચેન પડતું નહોતું. " રાત દિવસ દેશકાર્યના એકનો એક જ વ્યવસાય કરનારા માણસો જોઇએ, " આ રાનડેનું વાક્ય ફરી ફરી સાંભરતાં " મારે ગુરુની ઇચ્છા પૂર્ણ કરવી " એવો ગોખલેએ ઉત્તર આપ્યો. તેમણે ફર્ગ્યુસન કૉલેજ છોડી સ્વતંત્રપણે દેશ માટે જીવન અર્પણ કરવાનું નક્કી કર્યું, અને ૧૯૦૨ની સાલમાં તેઓ કૉલેજમાંથી રજા લઇને બહાર પડયા.

ગોખલેએ પોતાના પૂજ્યપાદ રાનડેના જીવનકાર્ય વિશે આપેલાં કેટલાંક ભાષણોમાંનું એક મહત્વનું ભાષણ પરિશિષ્ઠ અમાં છેવટે આપ્યું છે.

આ જ અરસામાં હિંદુસ્તાન સરકારની ધારાસભામાં સર ફિરોઝશાહ મહેતાએ પોતાની જગો ખાલી કરી, અને તે જગાએ મુંબઈ ઈલાકા તરફથી ગોખલેની નિમણુક થઈ.

**નાo વાઈસરોયની ધારાસભામાં.**

હિંદુસ્તાનની ધારાસભામાં વાદવિવાદની નવી દિશા સર મહેતાએ શરૂ કરી હતી અને ધારાસભામાં લોકનિયુક્ત સભાસદોના કામમાં તેમણે નવો જુસ્સો દાખલ કર્યો હતો—'નવો પવન' ભર્યો હતો. તે પછી ગોખલે ધારાસભામાં બિરાજ્યા. બજેટપરના પોતાના પહેલાજ ભાષણથી તે સર મહેતાના કરતાં પણ આગળ વધ્યા. સરકારી તિજોરીમાંની સિલક એટલે કર વાજબી કરતાં વધારે વસુલ થાય છે, તેનો પુરાવો છે; રૈયત પર કરનો બોજો ડોક મરડાઈ જાય તેટલો ભારે છે; અને હિંદુસ્તાનની આબાદી થાય છે એવું જે સરકારી અધિકારી વર્ગનું કહેવું છે તે સત્ય નથી. આ ત્રણ મુદ્દા ગોખલેએ પોતાના ભાષણમાં સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો, અને તે નામદાર આગળ અધિકારી વર્ગની હમેશની રીતિ ફાવશે નહિ એમ સિદ્ધ થયું.

હવે પછી ગોખલે અને લોર્ડ કર્ઝન સાહેબ બંનેના બે હાથ ભેગા થવાની શરૂઆત થઇ. આ બન્ને પહેલવાનની દરસાલની કુસ્તી જોવાને લોકો આતુર થવા લાગ્યા. જમાખર્ચના ખરડાપર ગોખલેનું ભાષણ એટલે જાણે દીવાળી દશેરાનો તહેવાર એવું લોકોને લાગવા માંડયું! સરકારી ખરડામાંની ખાંચખુંચ અચૂક રીતે બહાર કાઢવામાં, વહીવટનું ધોરણ લોકોને અનુકૂળ થાય તેવું કરવાનો માર્ગ સૂચવવામાં અને એકંદર રિયાસતના કલ્યાણસાધનનો ખરો માર્ગ દોરી બતાવવામાં ગોખલેના આ ભાષણની બરાબરી કરે એવાં બીજાં ભાષણ આપણામાં મળશે નહિ. લોર્ડ કર્ઝન જેવા કામકરંદા ને કાબેલ મુત્સદીને સુદ્ધાં તેમની ટીકાનો ઉત્તર આપવા વર્ષ વર્ષની મુદત લેવી પડતી; તેમ કરતાં પણ ગોખલેનું કહેવું સપ્રમાણ ઉડાવી દેવાનું ભાગ્યે જ બનતું. તેમના આ વર્ષના ભાષણનું પરિણામ તે પછીના વર્ષના બજેટમાં અચૂક દેખાવા લાગ્યું.

બીજી બાબતોમાં પણ કર્ઝન સાહેબના એકતંત્રી–કંઈક અંશે સુલતાની–ધોરણનો સબળ વિરોધ ગોખલેને કરવો પડયો. યુનિવર્સિટીનો કાયદો, ઑફીશીઅલ સિક્રેટ્સ ઍકટ, વગેરે પ્રશ્નોપર પ્રજાપક્ષની બાજુએ રહી ગોખલેએ જબરી લડત ચલાવી. તેમની લડતનો તે વખતે ઉપયોગ થતો નહોતો જ; તેમ છતાં પણ તેમને પોતાનું કામ ઘણી હિંમતથી, ડહાપણથી, નિયમસર અને તેવીજ ટેકથી કરવું પડતું અને તે હમેશાં કરતા હતા.

**૧૮૯૭ થી ૧૯૦૪ સુધીનાં સાત વર્ષની કામગિરી.**

૧૮૯૭ થી ૧૯૦૪ સુધી ગોખલે રાષ્ટ્રીય મહા સભામાં બોલ્યા નહોતા. ૧૮૯૭ ની સાલમાં તો તેમને બોલવા દીધા નહોતા! ખરી રીતે જોતાં વેલ્બી કમિશન આગળ તેમણે બજાવેલી કામગિરી માટે રાષ્ટ્રીય સભામાં તેમનું અભિનન્દન કરવું જોઇએ તે તો બાજૂએજ રહ્યું, પણ તેમના જોડીદારનો

પણ આભાર સુદ્ધાં માન્યો નહિ! પોતાના રાષ્ટ્રની પોતાના સંબંધમાં થયેલી આ ગેરસમજ વિશે ગોખલેને ઘણું લાગ્યું, અને 'એકનિષ્ઠાથી કામ કર્યા કરીને એ ગેરસમજ દૂર કરૂં ત્યારે જ ફરીથી રાષ્ટ્રસભામાં બોલવું' એવો જ જાણે તેમણે નિશ્ચય કર્યો! આ છ સાત વર્ષમાં તેમણે બહાર રહીને પુષ્કળ કામ કર્યું, એટલુંજ નહિ, પણ રાષ્ટ્રસભાના અગ્રેસરોને રાષ્ટ્રસભાના સંબંધમાં તેઓ વખતો વખત સલાહ આપતા; પરંતુ રાષ્ટ્રસભામાં ભાષણ કર્યું નહોતું. તેમ છતાં દેશનું કામ આ વર્ષોમાં ગોપાળરાવે કેટલુંએ કર્યું હતું. પૂના મ્યુનિસિપાલિટીના અધ્યક્ષનું કામ તેમણે વચ્ચે કર્યું હતું. કર્ઝન સાહેબની કૌન્સિલમાં તેમના વહીવટની ખામી બતાવી મીઠા ઉપરનો કર કમી કરાવ્યો, અને 'કેળવણી પાછળ ઉત્તરોત્તર વધારે ખર્ચ કરવાની સરકારને ફરજ પાડી, તેમણે દેશનું અંતઃકરણ પોતાના જેવું કરી લીધું હતું. તેમાં પણ ફર્ગ્યુસન કૉલેજમાં અધ્યાપક હતા ત્યારે પોતાની મહેનતથી પોતાને સારૂ જે પોણોસો રૂપિયા તેમને દર મહિને મળતા, તે મેળવવાનું પણ હવે તેમણે છોડી દીધાથી, કૉલેજમાંથી મળતા ત્રીશ રૂપિયાના પેન્શન પરજ સંતોષ માની પોતાને વાસ્તે કાંઇ કમાવું નહિ, પોતાની જાત વાસ્તે કંઈ પણ મહેનત કરવી નહિ, જે કમાણી થાય તે સ્વદેશ અર્થે વાપરવી, જે દુઃખ વેઠવું તે સ્વદેશનું કાર્ય કરવાને સારૂ જ, એવું વ્રત તેમણે ધારણ કર્યાથી—એટલે તેમના પૂર્ણ નિઃસ્વાર્થપણાથી રાષ્ટ્રના હૃદયમાં તેમને હવે કાયમનું ઉંચું સ્થાન મળ્યું. ગોખલેની માનસિક ઉન્નતિ અપ્રતિહત ચાલતી હતી. ૧૮૮૭ ની સાલથી તેમનો સ્વાર્થત્યાગનો વિકાસ થતાં ૧૯૦૫ ની સાલમાં તેને પૂર્ણ સંન્યાસનું રૂપ પ્રાપ્ત થયું. અને ગોખલે સ્વદેશના કાર્ય માટે રાત્રિદિવસ કામ કરનારા સાચા '**સંન્યાસી**' જ બન્યા.

૧૯૦૫ ની સાલમાં ગોપાળરાવ ઉપર કામનો બોજો પહેલાંનાં બધાં વર્ષોના કરતાં વધી પડયો હતો. સર વાચ્છાની સાથે રાષ્ટ્રસભાના સન્માન્ય સેક્રેટરી તે હતા જ. વાઈસરોયની કૌન્સિલમાં 'વૅલિડેટીંગ ઍકટ' જેવા કાયદાની સામે જેટલો બને તેટલો વિરોધ દર્શાવવાનું કામ તેમને જ માથે પડયું હતું. હિંદીઓને ઉંચા હોદ્દા આપવાના કામમાં બ્રિટિશ સરકારની ઉદારતાની બરોબરી કદી કોઇ પણ જગાએ થઈ નથી, એવું બતાવવા સારૂ પાછલા વર્ષમાં હિંદુસ્તાનની સરકારે એક ઠરાવ પ્રસિદ્ધ કર્યો હતો, તેમાંની ગણત્રી અને આંકડા સામે જવાબ આપવા સારૂ સરકારી રીપોર્ટોમાંથી અને આંકડાના કોઠામાંથી જરૂર જેટલા આંકડા શોધી કાઢવાના હતા, વળી રાનડેના સ્મારકને માટે ફંડ એકઠું કરવાનું હતું. ત્રીજું બ્રિટિશ કોન્ગ્રેસ કમિટિ અને તેણે ચલાવેલા વર્તમાનપત્ર 'ઇન્ડીઆ' ની નાડીઓ બંધ થવાનો વખત આવ્યો હતો, તેને સંજીવની ઔષધનો ઘુંટડો પાવા સારૂ હિંદુસ્તાનમાં તે પત્રના ગ્રાહકો મેળવી આપવાનું કામ હાથ લીધું હતું. રાનડેના એક વખતના શબ્દ ઉપરથી ને 'ઈસુના સેવક' એ નામની સંસ્થાનું વૃત્તાન્ત વાંચી જે વિચારનો ઉદ્ભવ તેમના ચિત્તમાં થયો હતો, તેને જીવન્ત સ્વરૂપ આપી તેમણે '**ભારત સેવક સમાજ**' ( સર્વન્ટ ઑફ ઈંડીયા સોસાઇટી ) આ વર્ષના જૂન મહિનાની બારમી તારીખે સ્થાપન કર્યો હતો; તેનો ભાર પણ તેમના પર જ પડયો હતો. પહેલાંની રાષ્ટ્રીય સભાએ દરેક પ્રાંતમાંથી પ્રતિનિધિ વિલાયત મોકલવાનું ઠરાવ્યું હતું, તે પ્રમાણે મુંબઇ તરફથી તેમને ઈંગ્લાંડ જવાનું હતું. આ સઘળા કામની ભરતીમાં બનારસની સ્વાગત કમિટિએ 'અમારે તો ગોખલે જ અધ્યક્ષસ્થાને જોઇએ' એવો તે વખતે આગ્રહ કર્યો, અને તેમને રાષ્ટ્રસભાના અધ્યક્ષસ્થાને ચુંટી કાઢયા.

૧૯૦૫ની સાલ ગોખલેના જીવનચરિત્રમાં તેમજ હિંદુસ્તાનના ઇતિહાસમાં પણ ધમાલની હતી. પછીનાં પાંચ છ વર્ષ આખા હિંદુસ્તાનમાં જે ખળભળાટ અને ગભરાટ પસર્યો હતો, તેનો આરંભ આ જ વર્ષે થયો. કર્ઝન સાહેબે જે બાર મહા

**લૉર્ડ કર્ઝનની કારકીર્દિ.**

કાર્યોમાં હાથ નાંખ્યો, તે સર્વનું ધોરણ પાછળ હઠવાનું હતું. હિંદી માણસનો દરજ્જો જેવો છે તેવો જ રહે ને દેશનો વહીવટ ઠીકઠીક અને તેજસ્વી રીતે ચાલે, તેમાં ઢીલાપણું કયાંય પણ રહે નહિ, હિંદુસ્તાન એટલે બ્રિટિશોને રાજ્યકળા શિખવવાની શાળા થાય, એવું તેમની કારકીર્દિનું ધોરણ હતું. અમુક હદના દરજ્જા સુધી જ હિંદી માણસોને નોકરી આપવી, તેનાથી આગળ તેમને વધારવા જોઇએ નહિ, તે ઉપરનો પ્રદેશ તો બ્રિટિશોના હક્કનો અનામત રહેવો જોઇએ, એવું થશે તો જ બ્રિટિશ અમલ હિંદુસ્તાનમાં સ્થાયી રહેશે, એવો તેમનો દૃઢ સિદ્ધાંત. જ્ઞાતિ, ધર્મ, વર્ણ, મત, વગેરેનો ભેદભાવ ન રાખતાં સર્વપર સમાન દૃષ્ટિ રાખી ચાલવાનું આશ્વાસન આપનારૂં ૧૮૫૭ની સાલનું મહારાણી સરકારનું જાહેરનામું એટલે 'અશકય બાબતોનો ત્રાંબાલેખ' એવું કર્ઝન સાહેબ ઉઘાડી રીતે કહેતા. તેમનાં ભાષણ દમામવાળાં અને ખોટી ઝકમકવાળાં થતાં, તેમાં હિંદી લોકોને ચિડવવાના જેવા ઉલ્લેખ થતા, અને સરળપણાના કરતાં કાર્યસિદ્ધિ તરફ તેનું વધારે લક્ષ્ય હતું. તેમણે બંગાલ ઇલાકાના ભાગલા પાડીને પોતાની કારકીર્દિનું શિખર ચડાવ્યું ! બંગાળીઓનો સ્વભાવ જ ભાવનામય તેથી તે ચિડાયા, તેમનું મગજ ફરી ગયું એમ કહીએ તો ખોટું શું ? કર્ઝન સાહેબની કરણી એટલે બ્રિટિશ રાજ્યપદ્ધતિનું નિશ્ચિત ધોરણ એવું તેમના મનને લાગ્યું. અને સરકારના

આ કૃત્યના જવાબમાં તેમણે સર્વ ‘ પરદેશી વસ્તુનો બહિષ્કાર ’ કર્યો. જે જે વિદેશી તે સર્વનો બહિષ્કાર એમ ઠરાવ્યું. પરદેશીઓથી ચાલતી શાળાઓ અને કૉલેજો સુદ્ધાં અપંક્તિ થઇ. કેટલાક યુવાનોના મનમાં આવ્યું કે બ્રિટિશ સરકારના હાથે અમારૂં કલ્યાણ કોઇ દિવસ થવાનું નથી. તે જાતે વિદેશી રહી, ને તે પણ માણસ છે, સ્વાર્થ અને પોતાના સુખની લાલસા તેમનામાંથી પણ કેમ છૂટે ? પોતાનો લાભ જાય એવી બાબત તેઓ કેમ કરે ? હિંદી લોકોને ઉંચા હોદ્દા આપવા એટલે તેટલા બ્રિટિશ લોકોના ખુંચવી લેવા, હિંદી લોકોને નિઃશસ્ત્ર રાખવા, ઢીલા કરી મૂકવા એ જ તેમનો ઉદ્દેશ. તેમને અરજીઓ કરવાથી શું મળવાનું ? બળીઆના બે ભાગ એ જગતનો ન્યાય ! ભિક્ષાંદેહિ કરવાથી કામ થવાનું નથી. ‘ ગરીબને આપો મા બાપ !’ એમ કહેવાથી કોઇ કાંઇ આપતું નથી. રેલ્વે, તાર. ટપાલ વગેરે સગવડ તેમણે કરી, તે શું આપણે સારૂ ? બિલકુલ નહીં ! પોતાને જ વાસ્તે. જ્યારે જ્યાં જોઇએ ત્યારે ત્યાં સૈન્ય લઇ જવાય માટે ! કુવા બંધ કરીને નળ કર્યા, તે શું અમરતા ? વખત આવે આખા શહેરને પાણી વાસ્તે તરફડાવીને મારી શકાય તે સારૂ !’ આવા આવા ગાંડા અને અસંબદ્ધ વિચારોનો ફેલાવો થયો. સરકારની અને સરકારી અધિકારીની સામે તોછડાઇથી બોલવું અને તેમના હાથે શિક્ષા ખમવી એજ મોટું પરાક્રમ છે એવી ખોટી સમજ પસરવા લાગી ! મારામારી અને ખૂન કરો એવું કોઇએ પ્રત્યક્ષ શીખવ્યું નહિ, પણ એક વખત દોરડું તોડીને છુટી હવા ખાધેલા વાછરડા પછીથી કબજામાં થોડાજ રહે છે ! કેટલાક યુવાન માણસો બેફાટ થયા અને વિદેશી સરકાર અને તેમના અધિકારી સાથે લઢાલઢી કરવી એ જ દેશની સેવા છે એવું ભૂત કેટલાક-

ના મનમાં આવ્યું ! આખા દેશમાં આ વાવંટોળીઓ વાયો ! યુવાન માણસોનો વડિલો પરનો વિશ્વાસ ઉડી ગયો; અન્યાયની દાદ મેળવવાની જુની રીત નિષ્ફળ લાગવા માંડી. શાંતતા, વ્યવસ્થા, બંદોબસ્ત, સુરક્ષિતતાની જરૂર જણાવા ન લાગી. અસંતોષ, ડાંડાઇ જેટલી ફેલાય તેટલી સારી, એવું યુવાન માણસોને લાગવા માંડયું !

આખા હિંદુસ્તાનમાં યુવાન માણસોનાં મન આ પ્રમાણે તોફાની વમળમાં ઘસડાતાં હોવાથી રાજકીય હીલચાલ સીધી રીતે ચલાવવાનું દેશના આગેવાનોને મુશ્કેલ થઇ પડયું. સર બી. ફુલર અને મી. ઇમર્સનના જેવા પદ્ધતિવાળા અધિકારીઓને લીધે આ અડચણોમાં ઉમેરો થયો, અને ચોખ્ખા સ્વરાજ્ય સિવાય તરવાનો ઉપાય નથી, એવી એક સરખી બૂમ પડવા લાગી. આવી સ્થિતિમાં કેટલાક અગ્રેસરોને પકડી કેદ કરવા, ' સિડિશન ' નો કાયદો વિશાળ કરવો, સભાઓ ભરવામાં પ્રતિબંધ કરવો, પોલિસના હક વધારવા, વગેરે સરકારનાં કૃત્યોથી પ્રજાજનનાં મન એવડાં કલુષિત થયાં. આવી વિકટ પરિસ્થિતિમાં ગોખલેને હિંદુસ્તાનનો પક્ષ ઈંગ્લાંડના લોકો આગળ રજુ કરવાનો હતો. આવી વિકટ સ્થિતિમાંજ રાષ્ટ્રસભાનું વહાણ તેમને તરતું રાખવાનું હતું. એ સઘળું તેમણે કર્યું. આશરે પચાસ દિવસમાં ઇંગ્લાંડમાં તેમણે પીસ્તાળીસ સભામાં ભાષણો કર્યાં, તેમાં બંગાળા સંબંધી સ્થિતિની હકીકત તેમને કહેવીજ પડતી. પણ સામાન્યતઃ બ્રિટિશ સરકારે શું કર્યું છે અને હાલ તુરત શું કરવાનું છે ? હિંદુસ્તાનને હમણાં શું જોઇએ છીએ ? તે આપવા માટે તેની કેટલી લાયકાત છે ? આજ પ્રશ્નનો તેમને ખલ કરવો પડતો. ગોપાળરાવને આ સંબંધમાં કેટલીએ તૈયારી કરવી પડતી. તેમને દરેક સભામાં કોઇને કોઈ માણસ આ સંબંધમાં સવાલ કરે તેને

તેના મનનું સમાધાન કરવું પડતું હતું. તેમનું ભાષણ હમેશાં મધુર, મધ્યમ અને વ્યાવહારિક દૃષ્ટિથી ભરેલું થતું. તેને લીધે તેમનાં ભાષણોનું ઈંગ્લાંડમાં સારૂં પરિણામ આવ્યું. આ ભાષણો કરવામાં તેમને એટલો શ્રમ પડયો કે તેમનું ગળું દુ:ખવા લાગ્યું અને આગબોટ પર જ શસ્ત્રક્રિયા કરાવવી પડી.

તેવી સ્થિતિમાં ના. ગોપાળરાવ હિંદુસ્તાનમાં આવ્યા, અને રાષ્ટ્રીય મહાસભાના અધ્યક્ષ થવા બનારસ ગયા. રાષ્ટ્રીય સભાનું આ બેઠકનું કામ ઘણું વિકટ હતું. કર્ઝનશાહીને લીધે ઘણા અગ્રેસરોનું દીલ ઉકળ્યું હતું. તથાપિ વિદેશી બધું ત્યાજ્ય એમ ઠરાવવું એ ગાંડપણ છે, એવું શાન્ત મગજવાળા પુરૂષોને લાગતું. ના. ગોખલેનું આ વખતનું ભાષણ ઘણું દૃઢતાભર્યું હતું. તેમાં લૉર્ડ કર્ઝન અને ઔરંગજેબ વચ્ચે મુકાબલો કર્યો હતો. બંગાળાના ભાગલા કરવામાં મોટી ભૂલ થઈ છે, એવું સિદ્ધ કરી બતાવ્યું હતું. બંગાળી લોકોએ બ્રિટિશ માલનો બહિષ્કાર કરવો એ વાજબી છે, એવું પ્રતિપાદન કર્યું, ' સ્વદેશી ' ના વ્રતનું ઉદાત્તપણું સ્પષ્ટ કર્યું હતું. રાષ્ટ્રીય મહાસભાના ઉદ્દેશ સ્પષ્ટ શબ્દોમાં કહ્યા હતા, અને રાષ્ટ્રીયસભાએ કયા રાજકીય સુધારાપર પોતાનું સઘળું બળ એકત્ર કરવું જોઇએ તે બતાવ્યું હતું. આ ભાષણમાં ના૦ ગોખલેના ચાર ગુણ સ્પષ્ટપણે દેખાતા હતા. તેમનું નિડરપણું, સર્વ પક્ષને સંભાળવાની તેમની હાથોટી, પવન કઇ દિશામાં વાય છે તે પારખવાની તેમની શક્તિ, અને સ્વદેશના ઉત્કર્ષ વિશેની અત્યંત લાગણી એ તેમના પ્રત્યેક વાકયમાં ભરેલાં હતાં.

૧૯૦૬ ની સાલમાં લોર્ડ મિંટોની કારકીર્દિમાં ના૦ ગોપાળ-રાવનું પહેલું ભાષણ આવક જાવકના ખરડા પર થયું. તેથી મિન્ટો સાહેબપર ઉત્તમ છાપ બેઠી. 'જમીન પરનો કર ઓછો કરો, આખતરા ખાતર કોઇ કોઇ ઠેકાણે ખેડૂતોને ઋણમુક્ત કરો, અને પછી જમીન વેચવાનો તેમનો હક્ક મર્યાદિત કરો, ઈજીપ્તમાં છે તેવી ખેડૂતો માટે પેઢીઓ–બેન્કો ઉભી કરો, નહેરોમાં સુધારો કરો, શાસ્ત્રીય પદ્ધતિએ ચાલતી ખેતીને ઉત્તેજન આપો, ઉદ્યોગ ધંધાના શિક્ષણમાં વધારો કરો, પ્રાથમિક શિક્ષણ ફરજીઆત અને મફત કરો, આરોગ્ય વધારનારાં કામો હાથમાં લ્યો, આ બધી તેમની માગણીઓ હતી. પહેલાંની કારકીર્દિમાં બ્રિટિશસત્તાના સ્વરૂપ વિષેની, આદર્શની અને સાધ્ય વિષેની કલ્પના યુવાન વર્ગના લોકોમાં ફરી ગઇ છે, અને ઈંગ્લંડે પ્રથમ કરેલાં ખોટાં કાર્યો સંબન્ધી તેમનું મન કબજે રાખવાની શક્તિ રહી નહિ. આ સમયે સરકારની દમન નીતિથી કામ સરવાનું નથી એ ઉઘાડું છે. રાજસત્તા ભલે પરદેશી માણસોના હસ્તક હોય, પણ અન્તઃકરણમાં, વૃત્તિમાં તો તે સ્વદેશી હોવી જોઇએ. સરકારને હરેક બાબતમાં અમારા હિતાહિતની ફીકર વિશેષ છે, અને અમારી ઇચ્છા અને અમારા મત માટે સરકારને દરકાર છે, એવી અમારી ખાત્રી કરી આપે તેવી સરકાર જોઇએ, એવું તેમણે તે વખતે કહ્યું. બહુજ સ્પષ્ટતા ને નીડર-તાથી સામાના દીલમાં ઠસાવનારી દલિલોથી એનું પ્રતિપાદન કર્યું હતું.

૧૯૦૬ ની સાલમાં ના૦ ગોખલે ફરીથી ઇંગ્લંડ ગયા. આ વખતે પાર્લમેન્ટના લાગવગવાળા મેમ્બરોને મળીને અને રાજમંત્રીઓને છૂટા છૂટા ખાનગી રીતે મળીને હવે હિંદુસ્તાનને શા સુધારા જોઇએ છીએ, તે તેમના મનપર ઠસાવવાનો તેમનો વિચાર હતો. પણ

બંગાળામાં સર **બી.** ફુલર અને તેમના હાથ નીચેના અધિકારીઓના વહીવટથી બંગાળા વધારે ખળભળી ઉઠયું. બંગાળના સંબંધમાં કેટલીક સભામાં ના. ગોખલેને બોલવું પડયું. હિંદી પ્રધાન લૉર્ડ મોરલી સાહેબ સાથે તેમની પુષ્કળ મુલાકાતો થઈ. છેવટે સર **બી.** ફુલરને પાછા બોલાવી લેવાથી બંગાળાનો ખળભળાટ કાંઈક ઓછો થયો.

૧૯૦૬ ની સાલની રાષ્ટ્રીય મહાસભા મોટી મુસ્કેલીથી પાર પડી. ૧૯૦૭ ની સાલના ગ્રહણનો વેધ તેને અત્યારથી લાગ્યો હતો. 'નિર્ભેળ સ્વરાજ્ય ' અથવા ' નિઃશેષ બહિષ્કાર ' નો પક્ષ બંગાળમાં ઘણા જોરમાં હતો. તેમણે રાષ્ટ્રીયમહાસભા પાસે બહિષ્કારનો ઠરાવ પસાર કરાવી લીધો. તે ઉપર બોલનારા એક ગૃહસ્થે તેની વ્યાપ્તિ શાળાઓ તથા બીજા માણસો વગેરે સર્વને માટે કર્યાથી ના. ગોખલેને ઉઠીને તેમને કહેવું પડયું કે, બહિષ્કારનો ઠરાવ ફક્ત બ્રિટિશ માલ પૂરતોજ છે. ૧૯૦૫ ની સાલથી રાષ્ટ્રીયસભામાં તડ પડયાં હતાં, તે તડ ભેગાં કરવાનો પ્રયત્ન અશક્ય હતો. ના. ગોખલેએ બનારસની બેઠકમાં ફક્ત તડનો દિવસ દૂર કર્યો—લંબાવ્યો. રાષ્ટ્રીયસભાનું વહાણ તે વખતેજ ખડક સાથે અથડાઈને ડૂબી જવાનું હતું, તે તેટલા પૂરતું તેમણે જાળવી રાખ્યું હતું. કલકત્તાની બેઠકમાં પક્ષભેદ વિશેષ સ્પષ્ટ થયો. નવા પક્ષનું જોર ત્યાં ઘણુંજ વધ્યું. ના. ગોખલેને ઘણીજ ચિંતા થવા લાગી. મતભેદના કરતાં માર્ગભેદ જ ભયંકર થયો. પૂ. દાદાભાઈ નવરોજી જેવા ગૃહસ્થની-અધ્યક્ષસ્થાનની આજ્ઞા લોપવી, ભાષણો સાંભળવાં નહિ, સભામાં તોફાન મચાવવું, આવા માર્ગનું અવલંબન કરવાનું નવા પક્ષે શરૂ કર્યું. સંખ્યાનું બળ ન હોય એટલે જીભના બળ પરજ જોર રાખવું પડે છે, તેવું તેમણે કરવા માંડયું. જ્યાં સુધી મત-

ભેદનો તોડ ધોરણસર અને સભ્ય માર્ગે થતો ત્યાં સુધી તેમને બીવાનું નહોતું, પરંતુ તે બેતાલ થયું એટલે થઈ જ રહ્યું ! રાષ્ટ્રીયસભાનું આવી બન્યું ! આવા કારણથી રાષ્ટ્રીયસભાના એકનિષ્ઠ કાર્યવાહકોની ચિંતા અને બીતિ સકારણ હતી એવું આવતે વર્ષે દેખાયું.

૧૯૦૭ ની સાલમાં ના. ગોખલેએ ઉત્તર હિંદુસ્તાનમાં વ્યાખ્યાનમાલાનું કામ કર્યું. ૧૯૦૬ ની રાષ્ટ્રીયસભામાં જે બન્યું તેથી તેમને ઘણું ખરાબ લાગ્યું. પણ કેવળ ચિંતાગ્રસ્ત થઇ ચૂપ બેસી રહ્યાથી શું વળવાનું હતું ? ઉત્તર હિંદુસ્તાનમાં ફરી યુવાન વર્ગને ઉદ્દેશીને હિંદુસ્તાનની રાજકીય પરિસ્થિતિ સંબંધી વ્યાખ્યાનો આપવાં, અને યુવકોના વિચારોને ઇષ્ટ માર્ગે વાળવા, એવો તેમણે વિચાર કર્યો.

ભાષણો કરવા ના. ગોખલે ફેબ્રુઆરી મહીનામાં નીકળ્યા. તેમનાં આ વ્યાખ્યાનોનું એટલું પરિણામ આવ્યું કે તેઓ જ્યાં ગયા ત્યાં એક રાજાને માન મળે તેવું તેમને માન મળ્યું, અને મુસલમાનોના મનને પણ સંતોષ થયો, એટલુંજ નહિ પણ તેમના મનમાંનો અસંતોષ ઘણો ઓછો પણ થયો.

સુરતની રાષ્ટ્રીયસભામાં તોફાન થયું અને હિંદુસ્તાનમાં સર્વત્ર હાંસી થઈ. રાષ્ટ્રીયસભા નામશેષ જ થવાની–મરી જવાની હતી, પણ કુશળ અને દેશદાઝ ધરાવનાર કાર્યવાહકોએ સમયસૂચકતા વાપરી અણી પર આવેલા પ્રસંગનો ઉકેલ કાઢયો. આ પ્રસંગે ગોપાળરાવને અતિશય ખરાબ લાગ્યું. આપણે કયાં છીએ ને શું કરીએ છીએ, એ આપણને કયારે સમજાશે ? દેશના યુવકોનો જુસ્સો, ઉત્સાહ અને ઉચ્ચ વૃત્તિ એ સઘળાનો ખોટે રસ્તે ઉપયોગ થાય તો દેશનું

ભવિષ્ય કેવું થાય? વગેરે વિચારોથી તેમનું મન ખિન્ન થયું. ભારે કષ્ટથી તેમણે અમાવાસ્યાનો ઘોર અંધકાર દૂર કરી મનને શાન્ત કર્યું, અને પાછા પોતાને કામે લાગ્યા. તથાપિ ત્યારથી રાષ્ટ્રીયસભાના સંબંધમાં તેમને કોઈ પણ દિવસ નિર્ભયતા લાગી નહિ. છેવટ પર્યન્ત રાષ્ટ્રીયસભાના સંબંધમાં તેઓ અતિશય ચેતતા રહેતા, અને પોતાના એક પણ કૃત્યથી તેને નુકસાન ન પહોંચે, તે માટે ઘણી કાળજી રાખવા લાગ્યા. ૧૯૦૮ની સાલના બજેટ પરના ભાષણમાં તેમણે ફરીથી સરકારને ઇસારો કર્યો કે રાજ્યકારોબારમાં જે સુધારા કરવાના હોય તે જલદીથી કરો. આ વખત અણીનો છે; વખતસર સુધારા જાહેર કરી લોકોનો અસંતોષ અને નિરાશા દૂર નહિ કરાય તો કેટલી મુશ્કેલી ઉત્પન્ન થશે, તે અત્રે કહેવું મુશ્કેલ છે. વાઈસરૉય લાર્ડ મિન્ટોનું હૃદય સહાનુભૂતિથી ભરેલું હતું, તો પણ લૉર્ડ કર્ઝન સાહેબની ધમધમાટ અને ડહાપણનો ડોળ તેમનામાં ન હોવાથી જે કરવું તે જોઈ વિચારીને, સંજોગો તપાસી ધીમે ધીમે કરવું, એવું તેમના સંબંધમાં બનતું.

ના. ગોખલેની માગણી પ્રમાણે ૧૯૦૮ ની સાલના પાછલા ભાગમાં સરકાર તરફથી સુધારા જાહેર થયા; પણ તે સુધારો જાહેર થતો હતો તે અરસામાં હિંદુસ્તાનનું રાજકીય વાતાવરણ બદલાવા લાગ્યું. બિપિનચંદ્ર પાલ, અરવિંદ ઘોષ, વગેરેનાં ભાષણો અને લેખોથી નવા પક્ષનો અને યુવાન વર્ગનો અસંતોષ બળવત્તર થયો. પંજાબમાં થએલા બનાવથી લાલા લજપતરાય અને અજીતસિંહને પકડવામાં આવ્યા. મદ્રાસ તરફ એક ગામમાં તોફાન થયું, મૈમનસિંગમાં મુસલમાનના ધર્મના ઝનુનથી કાંઈ અનન્વિત બાબત બની, રાજકીય અગ્રેસરોમાં વધારે ફાટફુટ પડવા લાગી અને આખા

હિંદુસ્તાનમાં આકાશ એટલું કાળું લાગવા–ઘેરાવા માંડયું, કે વીજળીનો ગોળો કયાં ને કયારે પડશે તેની કોને ખબર એવો ભય લાગવા માંડયો. અરાજકતાનાં તત્ત્વો હિંદુસ્તાનમાં પ્રસર્યાં, બોમ્બગોળા દેખાયા અને તેથી ભવિષ્યનું સ્વરૂપ ભયંકર જણાવા લાગ્યું.

૧૯૦૮ થી ૧૯૧૪ નાં વર્ષોમાં ના. ગોખલેના માથા પર કામનો બોજો ભરચક હતો. 'અધિકાર વહેંચણી' કરવાને તેમણે એક કમિશન માગ્યું હતું તે મળ્યું, અને તે આગળ તેમની સાક્ષી થઈ. જે સુધારા અમલમાં આવ્યા તે ઘણુંખરૂં તેમની મહેનતના જ પ્રતાપે. તેમાં મુસલમાનો માટે કરેલી વ્યવસ્થા હાલ તુરત માટે પણ માન્ય કરવા હિંદુ અગ્રેસરોનાં મન મનાવવા તેમને બહુ મહેનત લેવી પડી. વધતી જતી મોંઘવારીની તપાસણી કરવા સારૂ એક કમિટિ નીમવાના આવશ્યકતા તેમણે સરકારને બતાવી આપી. આ સઘળામાં ગોખલેનું મોટામાં મોટું કાર્ય મફત અને ફરજીઆત કેળવણી સારૂ આખા હિંદુસ્તાનમાં ચળવળ કરી, તેના જોરપર હિંદુસ્તાન સરકારની કૌન્સિલમાં એક ઠરાવ લાવી સરકારનું શિક્ષણ વિષયનું ધોરણ બદલવાનું હતું. ના. ગોખલેએ કૌન્સિલ આગળ એ વિશેનો ઠરાવ મૂકયો, ત્યારે તેમણે કરેલા ભાષણની તૈયારી ઘણી સચોટ હતી. તેમના ભાષણથી વિરુદ્ધ પક્ષના આગેવાનોને પણ ખાત્રી થઈ કે તત્વતઃ માગણી બરોબર છે. જો કે આ પ્રસંગે તેમનો એ ઠરાવ તો પાસ ન થયો, પણ તેના પરિણામે શિક્ષણના પ્રસાર સારૂ મંજુર થવાની રકમ દર વર્ષે વધવા લાગી અને શિક્ષણની સંસ્થાઓને માટે સરકારી વહેંચણી મોકળે હાથે થવા લાગી. એવોજ એક આત મહત્વનો ઠરાવ ગીરમીટીઆ પદ્ધતિ નાબુદ કરવા વિશેનો તેમણે મુકયો હતો. તે વખતનું

તેમનું ભાષણ પણ તેવુંજ દલીલો તથા આંકડાથી ભરપૂર—સચોટ હતું. જે પરિશિષ્ઠ **ખ**માં આપ્યું છે.

આ વખતે કેટલાક દુરાગ્રહી યુવાન વર્ગ તરફથી અત્યાચાર થવા લાગ્યાથી પ્રજાને દાબી દેનારા કાયદા થયાને તેથી ના. ગોખલેના મનને ઘણો સંતાપ થયો. તે કાયદાની વિરૂદ્ધ પડવાનું તેમને જરૂરનું લાગતું હતું; પણ દેશમાં થવા લાગેલા અત્યાચારથી તેમના હાથ પગ બંધાયા સરખું થયું હતું. છતાં તેમણે પોતાનો ઉદ્યોગ ચાલુ રાખ્યો. રાજકીય ઘટનામાં તેમના પ્રયત્નને લીધે ઘડાએલા સુધારામાં કૌન્સિલમાં વધારો, પ્રજાકીય સભાસદોનું પ્રાન્તિક કૌન્સિલોમાં આધિક્ય હોવાનું ઉદારપણું, કોન્સિલમાં સ્વતંત્રપણે ઠરાવ લાવવાનો હક્ક અને વિશેષમાં રાજ-વહીવટી મંડળમાં એક હિંદી સભાસદનો પ્રવેશ, એટલી બાબત વિશેષ મહત્વની છે. હિંદુસ્તાનની રાજઘટનાના ઇતિહાસમાં આ સુધારાને અંગે ના. ગોખલેનું નામ ચિરસ્થાયી રહેશે એમાં લેશ માત્ર શંકા નથી. બીજો જે ઈષ્ટ સુધારો તેમના પ્રયત્નથી થયો, તે એ કે સ્ટેટ સેક્રેટરીની કૌન્સિલમાં એક હિંદી સભાસદની નિમણુંક કરવાનું ઠર્યું.

સરકારી દફતરમાં નમુદ થયેલાં આ કામોના કરતાં જેનો કોઈ પણ દફતરમાં ઉલ્લેખ થાય નહિ એવાં ના. ગોખલેએ પુષ્કળ કામ કર્યાં છે. આ પૈકી વિશેષ મહત્વનું મુસલમાનભાઇઓના રાજ-કીય ધોરણની દિશા પોતાની કોમને માટેજ હતી તે બદલાવીને રાષ્ટ્રીય માટેની કરી તે છે. મુંબઈની સભામાં નામદાર **આગાખાને** સ્પષ્ટ કહ્યા પ્રમાણે ' **મોસ્લેમ લીગ** ' ના ઉદ્દેશ અને હેતુઓ સાથે મેળ બેઠો તેનું માન નામદાર ગોખલેનેજ ઘટે છે. પોતે **હિંદુ નથી, મુસલમાન નથી, પણ પ્રથમજ હિંદી** છે, એ સૂત્ર પહેલવહેલું તેમણે જ

જાહેર કર્યું. ના. ગોખલેની વૃત્તિનું, તેમની શુદ્ધ સ્વદેશભક્તિનું અને નિઃસ્વાર્થ રાષ્ટ્રસેવાનું પરિણામ મુસલમાનભાઇઓ પર ઘણું થયું, અને ના. ગોખલે તેમના પણ અગ્રેસર છે એવું તેમના મનમાં ઠસવા લાગ્યું. મોર્લે-મિન્ટોની સુધારણા સારૂ જો કાંઈ તેમના મનને વિશેષ દુઃખરૂપ લાગતું હોય તો તે એ કે તેથી હિંદુસ્તાનમાં ઉભા થતા કોમેકોમ વચ્ચેના વૈમનસ્યને લીધે રાષ્ટ્રીય કાર્યને થનારી અડચણ ! સમસ્ત હિંદુસ્તાનનો એકમતી ટેકો એ મહાન્ સામર્થ્ય ગણાય, પરંતુ તેજ હિંદુસ્તાનમાં રાજકીય ઘટનામાં આમ અનેક મત અને અનેક પંથ થવાથી રાષ્ટ્રકાર્ય લુલું પડી જાય છે, ને કોઇને કાંઇજ મળતું નથી, એ પગલે પગલે તેમના અનુભવમાં આવવા લાગ્યું. આથી હિંદુ-મુસલમાનમાંજ શું પણ રાષ્ટ્રીય મહાસભામાં ઉપસ્થિત થયેલા બે પક્ષોમાં પણ દેખાતી ફાટફૂટ દેખાવી ન જોઇએ, સર્વેએ એક વાવટા નીચે એકત્ર થવું, ને જે કાંઇ મેળવવાનું ધ્યેય હોય તે એકતાથી મેળવવું; એમ તેમને બહુ લાગતું. દક્ષિણ આફ્રીકામાંની લડાઇ વિશેની તપાસ કરવા ના. ગોખલે ગયેલા ત્યાં પણ તેમને આવું જ દેખાયું હતું.

'પબ્લિક સર્વિસ કમિશન' માં કામ કરતાં હિંદી કમિશનર તરીકેની સત્તાથી બીજા કમિશનરો સાથે તેને કેટલું લડવું પડયું, અને આખા હિંદુસ્તાનની તરફેણમાં જે મત લાવવો જોઇએ તેની વિરુદ્ધ આ માંહોમાંહેની લડાઇને લીધે બીજા કમિશનરો પાસે આવનારા આક્ષેપોનું ખંડન કરવું તેને કેટલું મુશ્કેલ થઇ પડયું હશે એની જેમને કલ્પના હશે તેમને ના. ગોખલેને અંદર અંદરની આંટીઓનો ઉકેલ કરવામાં કેટલો પ્રયાસ કરવો પડતો હશે તે જણાવવાની જરૂર નથી. તેમને મૂળથીજ પક્ષભેદ પસંદ નહોતો; પણ

૧૯૦૮ થી ૧૯૧૪ સુધીનાં વર્ષોમાં પણ એકતાથી થનારી રાષ્ટ્રીય પ્રગતિ બીજી કોઈ બાબતથી થતી નથી એવી તેમની ખાત્રી થતી ગઈ, અને તેને લીધે હિન્દુ–મુસલ્લમાનોની રાજકીય ચળવળની દિશા એક જ હોવી જોઇએ એ માટેની તેમની સમજાવટ ચાલુ હતી. તેજ પ્રમાણે રાષ્ટ્રીય સભાના સંબંધમાં અંદર અંદર પડેલી તકરારો રાષ્ટ્રસભાના મુખ્ય ધોરણોને ધક્કો ન પહોંચાડનાં જેટલી જલદીથી મટી જાય તેટલી જલદીથી મટાડવી એવી તેમની ઉત્કટ ઇચ્છા હતી અને તેઓ તે માટેની હીલચાલ હમેશાં ચાલુ રાખતા. પણ ભાવી આગળ કોણ ડાહ્યું છે! પડેલી ફાટ સાંધવા સારૂ તેમણે જે ખટપટ કરી તેથી તો ઉલટી ફાટ વધવા લાગી.

તેમની છેવટની કામગિરી દક્ષિણ આફ્રિકાની તકરાર છે. તેમના પર સરકાર પક્ષનો પૂર્ણ વિશ્વાસ હોવાથી અને શક્યાશક્યનો વિચાર તેમના આગળ હમેશાં રહેતો હોવાથી તેમને ત્યાંની તકરારનો સમાધાનકારક નિકાલ લાવવાનો માર્ગ સહેલાઇથી કરતાં આવડયો. ત્યાંના ગોરા વસનારાઓની દૃષ્ટિ તથા હિંદી રહેવાશીઓની દૃષ્ટિ એ બન્નેની એકતા કરી સમાધાનની દિશા તેમણે ચોક્કસ બતાવી દીધી. તેમની આ કાર્યપદ્ધતિ સરકાર અને પ્રજા બન્નેએ કબૂલ કરી છે.

૧૯૧૫ ના ઑક્ટોબરની શરૂઆતમાં ઇંગ્લંડમાં ડાક્તરોએ ના. ગોપાળરાવની પ્રકૃતિ સંબંધમાં ભીતિ દર્શાવી હતી. એટલુંજ નહિ પણ ઘણું તો તમે હવે ૭ મહિના કાઢશો, આવું પણ તેમણે તેમને કહ્યું હતું. આશરે પંદર વર્ષ પહેલાં આગબોટની કૅબિનના બારણાનો તેમના હૃદયને જે ધક્કો લાગેલો એજ મૃત્યુના આગમનની પ્રથમ સૂચના હતી! ત્યારથી તેમના હૃદયનું દુઃખ કોઈ દિવસ ઓછું તો કોઇ દિવસ

વધારે થતાં થતાં આખરે તે ઘણું વધી ગયું. તે દરમ્યાન તેમને મધુમેહ વધ્યો, અને શરીર આ કારણોથી અંદરથી ગળાતું જતું. ઉત્કટ સ્વદેશભક્તિની લાગણીને લીધે તેમનાથી સ્વસ્થ બેસી ન રહેવાવાથી મીણબત્તી બેઉ તરફથી બળવા લાગે એના જેવી અવસ્થા થવા માંડી. તેમ છતાં પણ ગોપાળરાવનું આશાવાદીપણું જબરૂં! કમિશનનું કામ પણ પોતે પૂરૂં કરવું, અને લડાઇ પછી બધા દેશોએ મળીને શરૂ કરવાની પ્રગતિની દિશા ઠરાવવી એવું તે પોતના મનમાં ધારતા હતા. પણ તેનો ઉપયોગ શો! આલોકનું સુખ જોયું. હવે સ્વર્ગમાં જઇને કહેવું રહ્યું, એ પ્રમાણે બોલતાં ના. ગોપાળરાવ તા. ૧૯ ફેબ્રુઆરી આરી ૧૯૧૫ ને રોજ રાતના દશ ને વીસ મિનિટે પૂનાના પોતાના ઘરમાં સ્વર્ગવાસી થયા.

---

## પ્રકરણ ૭ મું.

### ઉપસંહાર.

૧૮૮૬ ની સાલમાં ગોખલેનો સાર્વજનિક હિલચાલમાં પ્રવેશ થયો ત્યારથી તેમનો તે દિશામાં એકસરખો વિકાસ થવા લાગ્યો. ૧૮૮૬ ની સાલ પહેલાં તેમને વકીલ થવું, પૈસા કમાવા અને પોતાનું અને પોતાના કુટુંબનું લૌકિક દૃષ્ટિએ મનાતું શ્રેય સાધવું એટલુંજ આવશ્યક લાગતું હતું. આ ઉપરથી એમ માલમ પડશે કે તે સાલ પહેલાં ગોખલે કેવળ સ્વાર્થ પૂરતો જ વિચાર કરનારા હતા, તે બદલાઇને સર્વ રીતે પોતાના સ્વાર્થ સંબંધમાં બેફીકર થયા અને **સંસારમાં ઘડાએલા દેશનાજ સંન્યાસી થયા.**

ઈ. સ. ૧૮૮૬ ની સાલમાં ન્યૂ ઈંગ્લીશ સ્કૂલમાં ફક્ત શિક્ષક એટલે શિખવવાનું કામ કરનાર હતા તે ઇ. સ. ૧૯૧૫ ની સાલમાં બ્રિટનના ના. શહેનશાહના હુકમથી બ્રિટિશ ઈન્ડીઆમાં સર્વ સરકારી ખાતાના કારોબારની તપાસ કરી તેમાં હિંદી પ્રજાના હકોને થતા અન્યાય અને દેખીતી વિષમતા દૂર કરાવવાનું મહાભારત કાર્ય કરતા હતા. ૧૮૮૬ ની સાલમાં અંગ્રેજી ભાષા શીખવા મહેનત કરનાર ગોખલે વીસમી સદીના પહેલા દસકામાં પોતાનાં ભાષણોની શ્રેષ્ટતાથી, માધુર્યથી, ઔચિત્યથી અને અર્થગાંભીર્યથી જન્મથી અંગ્રેજી બોલનારાઓને પણ ચકિત અને આનંદિત કરતા હતા. ૧૮૮૭ ની સાલમાં મહાત્મા રાનડેના હાથ નીચે સાર્વજનિક પ્રશ્નોના અભ્યાસનો પાઠ લેનાર ગોખલે ૧૯૦૬ ની સાલથી સાર્વજનિક કાર્યોની શાળા ચલાવીને સુમારે ચોવીશ યુવકોને સ્વદેશકાર્ય સારૂ તૈયાર કરતા હતા. ૧૮૮૬ ની સાલમાં શિક્ષકનું કામ ફક્ત નિર્વાહને સારૂ કરનાર ગોખલે ૧૯૧૦ ની સાલમાં શિક્ષણ સિવાય રાષ્ટ્રને તારવાનો ઉપાય નથી એમ સમજી સર્વત્ર મફત અને ફરજીઆત કેળવણીને સારૂ પ્રયાસ કરતા હતા. ૧૮૮૬ ની સાલમાં તિલક–આગરકર તરફ આદર તથા પૂજ્ય ભાવથી જોનારા ગોખલે ૧૯૦૮ ની સાલથી પૂના–મુંબઇમાં તો શું પણ હિંદુસ્તાનમાં ને આખા બ્રિટિશ સામ્રાજ્યમાં આદર અને પૂજાનું સ્થાન થયા. ૧૮૮૭ ની સાલમાં રાજકીય ચળવળનો પહેલો પાઠ શિખનાર ગોખલે બ્રિટિશ શહેનશાહતમાં મુખ્ય મોટા મુત્સદ્દીઓમાં અને રાજકારભાર કરનાર પુરૂષોમાં જઇને બેઠા. તેમની સાર્વજનિક કામોની પાયરી, આસ્થા અને કર્તવ્યપરાયણતા અખંડ વધતી ગઇ, તે જોતાં નામદાર ગોખલેનું ચરિત્ર સામાન્ય બુદ્ધિના યુવક વર્ગને સ્ફૂર્તિ આપનાર નીવડવું જોઇએ.

ના. ગોપાળરાવના સ્વભાવની તેમ જ ભાવનાઓની આવી જ રીતે ઉન્નતિ થતી ગઇ. તેમનું હૃદય મૂળથી કોમળ હતું. તે આગળ પર એટલું કોમળ થયું કે કૂતરાં બિલાડાંની દુર્દશા પણ તેમનાથી જોઈ શકાતી નહોતી. એક વખત ના. ગોપાળરાવ ટપામાં બેસીને જતા હતા. તેવામાં ભાડાની ગાડી કૂતરા પર આવી ગઇ અને કૂતરૂં બરાડા પાડવા લાગ્યું. તે જ ઘડીએ પોતે નીચે ઉતરીને "ભાઇ, જલદી જા, આ કૂતરાને ઇસ્પિતાલમાં પહોંચાડી વ્યવસ્થા કરી આવ." આ પ્રમાણે કહી એક વૈદને દોડાવ્યો ત્યારે તેમને ચેન પડયું. આ કોમળતા વધતાં વધતાં આખા ભારતવર્ષની સ્થિતિથી તે વિહ્વળ થવા લાગી. તેમની દેશસેવામાં પહેલાં કેવળ મહત્વાકાંક્ષાની શરૂઆત થઇ, પણ તે આગળપર ધીમે ધીમે શુદ્ધ થતાં થતાં ૧૯૦૧ પછી નિર્મળ, એકનિષ્ઠ થઇ અને તેમની સ્વદેશભક્તિ પવિત્ર અને એકરસ થઈ.

સામાજિક બાબતમાં ના. ગોપાળરાવ બહુ પડયા નહોતા. એટલુંજ નહિ, પણ ૧૮૮૭ ની સાલમાં પહેલી સ્ત્રી જીવતાં બીજી સ્ત્રી કરી હતી; તેમ છતાં ત્યારથી સામાજિક બાબતમાં તેમની આન્તર બાહ્ય કેટલી ઉન્નતિ થઈ; બ્રાહ્મણ કુલનું તેમનું અભિમાન હતું તે જઇને "હું **હિન્દુ નથી, મુસલમાન નથી, પણ શુદ્ધ હિન્દી છું**" એવું તે સ્પષ્ટ કહેવા લાગ્યા. સામાજિક બાબતમાં તે બીજાના કરતાં ઘણા આગળ વધેલા હતા. નિકૃષ્ટ જાતિ વિશે તેમને કેટલું લાગતું હતું, તેનો પુરાવો ભાષણોમાંથી મળે છે, અને નિકૃષ્ટ વર્ગની ઉન્નતિ સારૂ ચાલેલી ખટપટના અહેવાલમાં બધે મળશે.

સ્ત્રીવર્ગની ઉન્નતિના બધા પ્રયત્નોમાં ના. ગોપાળરાવની મદદ હતી. પ્રો. કર્વેના આશ્રમને તથા મહિલાવિદ્યાલયને તેમની કેટલી મદદ હતી તે એ સંસ્થાના ૧૯૧૪ ના અહેવાલમાં પ્રો. કર્વેએ નિવેદન કર્યું

છે. તેમની મોટી પુત્રી કાશીબાઇ તથા ન્હાની પુત્રી ગોદુબાઇ હજુ અવિવાહિત છે. કુમારી કાશીબાઇ બી. એ. ના વર્ગમાં છે. કુમારી ગોદુબાઇનું શરીર નબળું રહે છે, તેમ ન હોત તો તેમનું શિક્ષણપણ આગળ વધ્યું હોત. આ ઉપરથી ના. ગોપાળરાવ સ્ત્રીશિક્ષણના કેવા હિમાયતી હતા તેનો સચોટ પુરાવો મળે છે. સુશિક્ષિત સ્ત્રીને તેમના તરફથી કેવું માન મળતું તે સૌભાગ્યવતી સરોજીની નાયડુ જેવાંએ લખ્યું છે. તેઓ સામાજિક સભા અને તેની હિલચાલમાં આગળ પડતો ભાગ લેતા નહિ, એ તેમના કોમલ અને મોટા મનની સાક્ષી પૂરે છે. સૌએ પોતપોતાનું કામ સંભાળવું જોઇએ, એવો મત તેમનો હતો અને તે પ્રમાણે રાજકીય કાર્યોમાં તેમણે આત્મસર્વસ્વ અર્પણ કર્યું હતું. બીજું એક પત્ની જીવતાં બીજી કરવાના સંસર્ગથી સામાજીક સુધારાના પવિત્ર અને શુદ્ધ કાર્યને હાનિ થવાની તક ન આપવી એવું તેમને લાગતું. આ બાબતમાં તેમની કેટલી ઉન્નતિ થઇ હતી! પહેલી સ્ત્રી પંગુ અને નગમતી હતી તેથી ૧૮૮૭ ની સાલમાં બીજું લગ્ન કરવા તૈયાર થનાર ગોખલેની ૧૯૦ ની સાલમાં બીજી પત્નીનો દેહાન્ત થયો તે વખતે તેઓ ચોત્રીસ વર્ષના છતાં પછી અવિવાહિત રહેવાનો નિશ્ચય કરે છે, અને ૧૮૮૬ ની સાલમાં પોતે કરેલી ભૂલ માટે પ્રાયશ્ચિત્ત તરીકે પોતે પોતાનેજ અપંક્ત ઠરાવી સામાજીક બાબતમાં અજ્ઞાતવાસ ભોગવે છે, અને વિવાહ લાયક ઉમ્મર છતાં મરણ પર્યન્ત અવિવાહિત રહી પહેલાંની ભૂલનો બદલો વાળવાનો પ્રયત્ન કરે છે, એ કેટલી આધ્યાત્મિક મોટાઈ અને ઉન્નતિ!

ગોપાળરાવની નિરપેક્ષતા પણ તે જ પ્રમાણે વધવા લાગી. ૧૮૮૬ ની સાલમાં તેઓ પોતાની ભાભી માટે પોતાની કમાણીમાંથી ઘણાખરા પૈસા કોલ્હાપુર મોકલીશ, એમ વિચાર કરતા હતા, તેમ

છતાં ૧૯૦૫ ની સાલથી જે કાંઈ મળે તે બધું ' સર્વન્ટસ ઑવ ઇન્ડીઆ સોસાઈટી' ને અર્પણ કરે છે. પબ્લિક સર્વિસ કમિશનનું કામ કરવામાં અને રાષ્ટ્રીયસભામાં બન્ને પક્ષનું સંમેલન કરવાનો પ્રયત્ન કરતાં સામા પક્ષના ઘા સહીને છેવટે તેમણે પ્રાણત્યાગ કર્યો. નિષ્ઠુર દેવે તેમને જીવનના આરંભથી તે અન્ત પર્યન્ત ત્યાગ કરવા સારૂ જ જાણે જન્મ આપ્યો હોય ! મરણબિછાના પર પણ તેમને પોતાનું છેવટનું અને પ્રિય કામ અધુરૂં મૂકીને જઉં છું એમ લાગ્યું ! નૈતિક દૃષ્ટિથી જે મનોવિકારનું તેમના સ્વભાવમાં નાનપણથી પ્રાબલ્ય હતું તે ઓછું કરતાં કરતાં છેવટે તેને તેમણે કેટલું કાબુમાં આણ્યું હતું ! પોતાના મત વિરૂદ્ધ જરા પણ વાત થઇ કે સંતાપ પામનારા અને વાઘ પ્રમાણે તરાપ મારનાર ગોખલે, નોકર સુદ્ધાંને મોઢેથી બોલતાં ઓશીઆળા થતા, અને વિચાર કરી ' સદ્‌ગુરુ ' ' સદ્‌ગુરુ ' એમ બોલતાં એક થાંભલે માથું ટેકવી ઉભા રહેવા લાગ્યા. સ્વભાવમાં ચીડિયાપણું, સંતાપ, તેમણે એટલાં ઓછાં કર્યાં હતાં કે ખાનગી સહવાસમાં જે ગોખલેની સામે એક ઘડી પણ શાંતપણે રહેવાય નહિ, તેજ ગોખલેની સામે તેજસ્વી અને માની યુવકવર્ગ દિવસોના દિવસ આનંદથી પસાર કરવા લાગ્યા. આત્મસંમેલનની આટલી જબરી તપશ્ચર્યા તેમના ગુરુ સિવાય બીજે કયે ઠેકાણે જોવામાં આવશે ?

આ પ્રમાણે ના. ગોખલેનું ચરિત્ર પૂર્ણ પરિશ્રમ, ત્યાગ, સત્સંગ, ઉત્તમ પ્રસંગોની મદદ અને આધ્યાત્મિક શુદ્ધતાથી માણસની પાયરી કેવી ચઢતી જાય છે, તેના સચોટ ઉદાહરણરૂપ છે. અંતઃકરણની ઉદ્દામ વૃત્તિને દાબી દઈને બંધનોના વળ શાન્તપણે સહન કરવાથી આત્માની મુક્તિ સાધ્ય થાય છે, એ ના. ગોખલેએ આપણા દેશના યુવકવર્ગને પોતાના જ જીવનથી સિદ્ધ કરી બતાવ્યું છે.

અન્યાય થાય, હક્કોને ધોકા પહોંચે કે અધિકારની ખુમારી જણાય એટલે યુવાન વર્ગનું લોહી ઉકળે છે, પોતાની ફરંગોને સ્થાન ન મળે એટલે જુવાનીઆનો ઉત્સાહ બેફામ થાય છે, જે પોતાનું હોવું જોઇએ તે બીજાને મળે છે એમ નજરે જુએ એટલે તેજસ્વી યુવાનોનો ત્વેષ બેહદ વધી જાય છે. પોતાને જોઇએ તેટલું ઉંચે ચઢવાનું મળતું નથી તેથી જીવન્ત ચૈતન્યનો પ્રવાહ ખોટે માર્ગે વળી જાય છે, એ સઘળું ગોખલે સમજતા હતા. યુવાનોની માનસિક વ્યગ્રતા, ઉતાવળીઆ-પણું અને અસંતોષ તેઓ સારી પેઠે સમજ્યા હતા. તેમના પોતાના હૃદયની સ્થિતિ પણ એક વખતે તેવી જ હતી. પરંતુ તે ઉકળતું લોહી, તે બેહદ ઉત્સાહ, તે બેહદ ત્વેષ, તે ખોટે માર્ગે વહેનારો ચૈતન્યનો પ્રવાહઃ એ બધાંને અંકુશમાં રાખી લગામ નાંખવી જોઇએ, નહિ તો રાષ્ટ્રનું ગાડું કયાં જઈ અથડાશે તેનો નિયમ નહિ! ત્વેષથી દ્વેષ વધે છે, અને સંતાપથી અન્યાય થાય છે. **દ્વેષ અને અન્યાય એ બેના યોગથી રાષ્ટ્રકાર્ય સાધવું અશકય છે. ન્યાય અને પ્રેમ એજ વ્યક્તિના અને રાષ્ટ્રના ઉદ્ધારના મુખ્ય પાયા છે.** જે હોય તેને ઉલટાવી નાંખી ઉઘાડા પાડયા કરતાં અને મહાભૂતોના પ્રલોભનથી તેમને ચીડવવા દેવા કરતાં જે છે તે જ ધ્યાનમાં લઈ તેને સુધારવામાં સર્વ બળ, સર્વ ઉત્સાહ, સર્વ ત્વેષ રાખવાં જોઇએ. ટંકણાના ઘા સહન કર્યા સિવાય દેવત્વ કેવી રીતે પ્રાપ્ત થાય? હમણાં ધીરજ રાખવી જોઇએ. દમ રાખીને, ખબરદારીથી પણ શાન્તિથી ઉદ્યોગ કરવો જોઇએ. ઉદ્યોગ ને ધૈર્ય આગળ કોઈ પણ જાતની અડચણ ઉભી રહી શકતી નથી. હિંદ માતાનું ઋણ આપણા સર્વના શિરપર છે. તેનું ભોકતૃત્વ મોટું છે; પણ તે ભોકતૃત્વનું, તે જબરા સંચિતનું, પોતાના પુણ્યસંચયથી, એકનિષ્ઠ સેવાથી, અનન્ય ભક્તિથી ક્ષાલન કરી તેનું સૌભાગ્ય ઉજ્જવલ કરવાનું તેમના સુપુત્રોના હાથમાં

છે. એ કામ લાંબા વખતનું છે. હાલ તો ફક્ત તેનો પાયો પુરવાનો છે. પુરણીની ટોપલીઓ ઉંચકી જવાનું કામ આજ આપણે કરવાનું છે. મજુર પ્રમાણે મહેનત કરવાની છે, તે આપણા પૂર્વજોના સારૂ, આપણા દેશ સારૂ, અને આપણી સંતતિ સારૂ. આપણે શાન્ત-દાન્ત વ્રતસ્થ-વૃત્તિથી અને આવતી કાલપર દૃષ્ટિ રાખીને કાય કર્યા જવું. પરમેશ્વરે આપણને એક શાળામાં મૂકયાં છે. બ્રિટિશ સરકાર સાથેનો આપણો સંબંધ ઈશ્વરી યોજનાથી જોડાયો છે. આ શાળાની વ્યવસ્થા ન તોડતાં અહીંઆ આપણે તપશ્ચરણ કરવું જોઇએ. આપણે જે શિખવાનું છે તે આળસ તજી દઇને શિખવું અને કર્તવ્યાચરણથી ગુરુને પ્રસન્ન કરી તેમનો પ્રસાદ અર્થાત્ આત્મોદ્ધારનો માર્ગ સાધ્ય કરી લેવો એ આપણું કામ છે. એ જો આપણે કરીએ નહિ, ઉતાવળથી અથવા મનોવિકારને વશ થઇને દ્વેષ અથવા મત્સરના આવરણથી શાળાની વ્યવસ્થા તોડીને પોતાનાજ પગ ભાગ્યા અને માથાં ફોડયાં તો આત્મઘાત થશે. તેવો આત્મઘાત કરશો નહિ. કાળ અનન્ત છે, ભાગ્ય મોટું છે અને આપણા ભારતવાસીયોના હાથે જગતની ઉથલપાથલમાં અને મનુષ્યજાતિના વિકાસમાં મહત્વનો કાર્યભાગ બજાવવાનો છે, તે ઉપાડવાની તૈયારી કરવા સારૂ નિરપેક્ષ-નિઃસંતાપ દેશસેવાનું વ્રત લો, અને પાછળનાનો માર્ગ શોધી કાઢી આગળ પગલાં ભરો! સેવા—સેવા-સ્વદેશની સેવા કરો! ના. ગોખલેનો હિન્દુસ્તાનને સંદેશો આ જ છે. તે સંદેશો સાંભળો, તેમાં દર્શાવેલું વર્તણ અંગિકાર કરો, ઉછ્રંખલપણું ત્યજી દો, આપણી મનોવૃત્તિને નિયમમાં લાવો, અને તેમણે સ્થાપન કરેલા " ભારત સેવક સમાજ" ને કાયા, વાચા અને મને કરીને મદદ કરો. પ્રેમ અને ન્યાય એ બન્નેના આશ્રયથી એકત્ર થાઓ. એના જેવું ગોખલેનું બીજું શ્રેષ્ઠ સ્મારક શું થઈ શકશે?



## પરિશિષ્ઠ अ.

# મહાદેવ ગોવિંદ રાનડે.

[ મહર્ષિ રાનડેની સને ૧૯૦૩ ની મૃત્યુતિથિ ઉપર મુંબઈની હિંદુ યુનિયન કલબ સમક્ષ નામદાર ગોખલેએ આપેલું ભાષણ. ]

અધ્યક્ષ સાહેબ, સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો:–ગયા જાન્યુઆરીમાં મારા મિત્ર રા. પાધ્યેએ હિંદુ યુનિયન કલબ તરફથી આ વર્ષની રાનડેની મૃત્યુતિથિ ઉપર ભાષણ આપવાનું મને નિમન્ત્રણ કર્યું હતું. એમનો પત્ર મળ્યો એટલે મને લાગ્યું કે આ નિમન્ત્રણ સ્વીકારવું એ મારી ફરજ છે; પણ હું તે વેળા કલકત્તા હતો, અને માર્ચ આખર પહેલાં મારી આ તરફ આવવાની વકી ન હતી. આ કારણથી મેં મારી સ્થિતિ બાબત તે પત્રના પ્રત્યુત્તરમાં ખુલાસો કરી સાથે સાથેજ નિવેદન કર્યું કે 'પ્રસ્તુત પ્રસંગ કોઇપણ કારણે, કોઈ બીજા અનુકૂલ દિવસ ઉપર મુલતવી રાખવાનું બની શકે તે વેળા કલબને મારી નમ્ર સેવા આપવાને હું તૈયાર છું.' કલબની કમિટીએ ઘણા માન સાથે મારી માગણી સ્વીકારી, અને મને અનુકૂળ એક દિવસ નક્કી કર્યો. આ કારણથીજ જે ભાષણ આશરે છ માસ ઉપર થવું જોઇતું હતું તે ભાષણ આપવાને આજે તમે મને તમારી સમક્ષ ઉભેલો જુઓ છો.

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, રા. પાધ્યેના પત્રમાં કરેલી વિનંતી સ્વીકારવી તો સહેલી હતી, પણ મારા ભાષણમાં મારે શું શું કહેવું તે બાબત નિશ્ચય કરવો એ તેટલું સહેલું ન હતુ. તમે સૌ જાણો છો કે રાનડેનો બુદ્ધિપ્રભાવ બહુ જબરો હતો, અને તેની સાથે અખૂટ ઉદ્યમ અને અગાધ આંતર નિશ્ચય તેમનામાં ભેગાં થયેલાં હતાં, અને

* ગોખલેનાં વ્યાખ્યાનો ભાગ ૧ લામાંથી ભા. ક. શ્રી. મહાદેવ હરિભાઈ દેસાઈના આભાર સાથે.

પાંત્રીસ વર્ષ પર્યંત આ સુવિખ્યાત પુરૂષે એક પણ દિવસનો આંતરો પાડ્યા વિના કે રજા ભોગવ્યા વિના અહોનિશ વાંચવાનું, વિચારવાનું, લખવાનું, બોલવાનું અને કામ કરવાનું ચાલુ રાખ્યું છે. આ કારણથી રાનડેની ઉપરના ભાષણનો પાયો જે સાધનસામગ્રી ઉપર રચવામાં આવે તે એવી મહાભારત છે કે તેનાથી કોઈપણ જણ ચકિત થાય અને અકળાઇ જાય. ખરે, રાનડેનાં જીવન અને જીવનકાર્યના જુદા જુદા ભાગો ઉપર દશ બાર ભાષણો આપવાં, એ આજે સાંજે મારે જે સામાન્ય વ્યાખ્યાન આપવાનું છે તેના કરતાં મને તો વિશેષ સુગમ લાગે છે. વારૂ, પ્રથમ તો આપણા કાળના એઓ શ્રેષ્ઠ સાધુ હતા, અને એમનો સંસર્ગ ઉચ્ચ અને પાવન કરે એવો હતો; આ વિચારતાં રાનડેનું એક સજ્જન તરીકે આપણે વિવેચન કરી શકીએ. વળી, એમનો હિંદ માટે પ્રેમ નિરવધિ હતો, અને હિંદના કલ્યાણ માટે એમનો અથાગ શ્રમ દેશના લોકો માટે સદાકાળ ઉજળા ઝગઝગતા દૃષ્ટાન્ત રૂપ રહેનાર છે આ વાત વિચારમાં લેતાં આપણે એમનું એક દેશસેવક તરીકે વિવેચન કરી શકીએ. વળી, એમની વિશાળ દૃષ્ટિ સમાજની આખી ઇમારત ઉપર, તેના તળીએથી તે ટોચ સુધી ફરી વળતી. અને તેનાં સર્વ અંગો, રાજ્ય, સંસાર, ધર્મ વ્યાપાર, નીતિ અને શિક્ષણનું એકી વખતે નિરીક્ષણ કરી લેતી, આ વિચારતાં, એક સમાજ-સુધારક તરીકે તેમને વિષે બોલી શકીએ; અથવા તો પંડિત અને ગુરુ તરીકે, કે મારા ધારવા પ્રમાણે, આપણા કાળના એક સર્વ શ્રેષ્ઠ કાર્યકર્તા તરીકે આપણે એમને વિષે બોલી શકીએ; અથવા તો આપણે એમના વિચારો અને ઉપદેશો, તથા આપણા વિધવિધ રાષ્ટ્રીય કાર્યપ્રદેશોમાં એમની કામ કરવાની ઢબ લઢનિ તપાસી શકીએ. આ પ્રમાણે આપણે જૂદાં

જૂદાં દશ બાર વ્યાખ્યાન આપી શકીએ, અને તેમ છતાં પણ આપણો વિષય અધૂરો રહે. પણ રાનડેના કાર્યની આ સર્વ દિશાઓ સંબંધે એક સામાન્ય વ્યાખ્યાન આપવું અને તેમે છેક ઠીકઠીક નહિ લાગે એવું આપવું—એ તો મારા ધારવા પ્રમાણે બહુ કઠણ કામ છે. આજ તમોને હું જે કહેવા માગું છું તેમાં રાનડેની કારકીર્દિ અથવા તેમનાં કાર્યનું વિવેચનાત્મક દિગ્દર્શન કરવા માગતો નથી. પ્રથમ વાત એ છે કે તેમના કાળથી આપણે બહુ છેટા નથી. અને બીજી વાત તો એ છે કે હું એમની એટલો બધો નિકટ રહ્યો છું કે તેમની કારકીર્દિનું વિવેચનાત્મક દિગ્દર્શન કરવા માટે જે તટસ્થતા જોઈએ તે તટસ્થતા મને મળી શકી નથી. પણ જે નિકટતાને લીધે એમની વિવેચનાત્મક તુલના કરવાને માટે હું કેટલેક અંશે અનધિકારી થાઉં છું, તેજ નિકટતાને લીધે તેમના અંતરતમ વિચારો અને આશાઓ, તેમના આદર્શો અને મનોરથો, અને જેમના જેમના સંસર્ગમાં તેઓ આવતા તેમના ઉપર તેઓ વિદ્યુત્સમ અસર કરતા તેની ખરી કુંચીનું સારૂં પિછાન મેળવવાની અપૂર્વ તકો મને મળી હતી. અને આજે અહીં હું આ બાબતો વિષેજ બોલવા ઇચ્છું છું. જે ચૌદ વર્ષ મને એમના ચરણ આગળ બેસવાનું સુભાગ્ય પ્રાપ્ત થયું હતું તે દરમ્યાન તેમનામાં જે જે મને ખાસ ખુબીઓ લાગી છે તે હું આજે તમોને બને તેટલી સંક્ષિપ્ત રીતે કહીશ; એમનો કાર્યમન્ત્ર શું હતો, અને મોટમોટી મુસ્કેલી અને નિરાશામાં એ મન્ત્ર શેણે ટકી રહ્યો હતો, તથા જે પાક ઉત્પન્ન કરવા માટે તેમણે શ્રમ લીધો હતો તે વખત આવ્યે લણવામાં આવે અને નિષ્ફળ નહિ જાય તે અર્થે તેઓ આ દેશની ઉગતી પ્રજા માટે શો સંદેશ મેલી ગયા છે, આ સૌ હું સંક્ષેપમાં આપનીસમક્ષ કહીશ.

**એમની દેશભક્તિ.**

રાનડેના સમાગમમાં આવનાર કોઇપણ જણને એમની ચમત્કારિક મૂર્તિની અંદર રહેલી, પ્રથમ વસ્તુ જે જણાતી તે તેમની શુદ્ધ, પ્રબળ, નિઃસીમ દેશભક્તિ હતી. મારા આખા જન્મારામાં, પોતાના દેશના અને તેના કલ્યાણના વિચારમાં અહોરાત્ર આટલા બધા સંપૂર્ણ નિમગ્ન રહેલા બીજા મેં માત્ર દાદાભાઇ નવરોજીનેજ જોયા છે. એમને હિંદનો ગત કાળ એ મહા અભિમાનનું અને યોગ્ય અભિમાનનું કારણ હતો; પણ ગતકાળના કરતાં એ એમના વિચાર વર્તમાન અને ભાવિમાં અધિક નિમગ્ન હતા, અને આ વાતજ સુધારાનાં જૂદાં જૂદાં ક્ષેત્રોમાં એમની અતુલ અદ્ભુત પ્રવૃત્તિનું મૂળ હતી. બ્રિટિશ રાજ્યમાં આપણા લોકો માટે મોટમોટી તકો રહેલી છે એમ, તથા વર્તમાન વસ્તુસ્થિતિમાં દેશને માટે કરવાનું કામ અમુક મર્યાદામાં રહીનેજ કરવાનું છે એવું પૂર્ણ અને પાકી રીતે રાનડે સમજ્યા હતા. મેં સાંભળ્યું છે કે જ્યારે તેઓ કૉલેજમાં હતા ત્યારે તેમના વિચાર કંઇક વધારે ઉન્નત હતા ખરા. સદ્ગત ઝવેરિલાલભાઇએ એકવાર મને કહ્યું હતું કે તે કાળે રાનડેએ એક નિબંધ લખ્યો હતો તેમાં મરાઠા રાજ્યની સાથે બ્રિટિશ રાજ્યને સરખાવતાં બ્રિટિશ રાજ્યની ખૂબ ધૂળ કાઢી હતી એલ્ફિન્સ્ટન કૉલેજના પ્રિન્સિપાલ તે વેળા સર એલેક્ઝાન્ડર ગ્રાન્ટ હતા—તેમને રાનડેની શક્તિ માટે બહુ માન હતું અને રાનડે પ્રતિ પ્રીતિ ધરાવતા હતા—તેમણે રાનડેને બોલાવીને કહ્યું: “ અલ્યા નાદાન, જે સરકાર તને કેળવણી આપી રહી છે, અને તારા લોકોને માટે આટલું બધું કરી રહી છે તેની તારે વગોવણી કરવી નહિ જોઇએ. ” અને એ વાતથી પોતે અત્યંત નાખુશ થયા છે એમ દર્શાવવા માટે એમણે રાનડેની સ્કોલરશિપ છ માસ બંધ કરી હતી. મારે અહીં કહી દેવું જોઇએ કે

આ ઠપકાની પાછળ કાંઇપણ કડવાશ રહી ન હતી, કારણ કે રાનડે, સારી જીંદગીભર સર એલેકઝાન્ડર માટે ઉંડા ભક્તિભાવ અને બહુ માનથીજ બોલતા. વધુ વાંચન અને મનન સાથે વિચાર વધુ પરિપકવ થતા ગયા, દૃષ્ટિ વિશાળ બનતી ગઇ અને થોડા કાળમાં તો રાનડે પોતાના જીવનનું મહાલક્ષ્ય સમજ્યા, અને પેલા કાર્યમન્ત્રને પામ્યા, જે કાર્યમન્ત્રને ગમે તેટલો અન્યાય, વિરોધ કે નિરાશા કદી મોળો પાડી ન શકયા. એમની જીંદગીનો એક પૂરો મનોરથ એ હતો કે સેંકડો વર્ષના પ્રમાદમાંથી હિંદને જાગૃત કરી, તેને સત્ય, ન્યાય, અને સ્વમાન સમજતી, હૃદયની સઘળી ભૂખો સમજતી, ઉદાત્ત આદર્શોથી અનુપ્રાણિત અને મ્હોટાં રાષ્ટ્રીય કાર્યો આદરતી એક મહાન્ સજીવ પ્રજા બનાવવી. અને એમણે સ્થિર નિશ્ચય કીધો કે હિંદ અને ઇંગ્લંડ વચ્ચે જે સંબંધ જોડાયો છે તે આ મનોરથની સિદ્ધિ માટે પ્રભુએ નિર્મેલી સામગ્રી રૂપ છે. આ તેમનો નિશ્ચય કદી કોઈ પણ સંજોગોમાં ડગ્યો નથી. એમના વિષે ખોટા વિચાર બંધાતા અને એમના અર્થના અનર્થ થતા તોપણ આ નિશ્ચયમાં તો તેઓ દૃઢજ રહ્યા. વારંવાર તેઓ એમની આસપાસના માણસોને કહેતા કે જો કે આ રાજ્યમાં વ્યક્તિગત મહત્ત્વાકાંક્ષા માટે ક્ષેત્ર ન્હાનું છે, અને એક એકલી વ્યક્તિની શક્તિના આવિર્ભાવ માટે બહુ ઓછો અવકાશ છે, છતાં આપણને આપણી સ્થિતિના સત્ય સ્વરૂપનું ભાન થાય, અને આપણે આવેલો અવસર ગુમાવીએ નહિ તો આપણા જનસમૂહ માટે ઘણી મોટી આશા રહેલી છે, અને આપણી સમક્ષ મ્હોટું ભાવી રહેલું છે.

અને આ પ્રબળ માન્યતાનો વેગ સુધારાના ક્ષેત્રમાં રાનડેની સઘળી પ્રવૃત્તિમાં ઉતરતો હતો. માત્ર સત્યના પ્રેમથી અને અસત્ય

કે અશુભ પ્રતિ અણગમાથીજ રાનડે સુધારક બન્યા હતા એમ નથી; આ બંને વાનાં હતાં ખરાં; પણ રાનડે પ્રકૃતિથીજ એવા તો નમ્ર અને ક્ષમાશીલ હતા કે કોઇપણ જણની કોઈપણ પ્રકારે લાગણી દૂભવાતી અટકાવાય ત્યાં સુધી તેમની ધાર્મિક માન્યતા કે સામાજિક રૂઢિઓ તરફ વૈરવૃત્તિ ધારણ કરીને તેમનું દિલ દૂભવતા નહિ. જગતના અને હિંદના ઇતિહાસમાં એવા સુધારકો, મહાન્ સુધારકો થઈ ગયા છે જેમણે સુધારાનોજ પ્રચાર કીધો છે, અને સત્ય અને સત્યનિષ્ટાની ખાતર હેરાનગતિ વ્હોરી છે, કારણ કે કોઇપણ કષ્ટે સત્ય પ્રગટ કરવાનો કોઈ દૈવી સત્તાનો આદેશ તેમના કાને પડેલો હોય છે. હું ધારૂં છું કે આવા પુરુષોની સ્થિતિ ન્યારીજ છે—મનુષ્યના ભાગ્યમાં લખેલા ઉચ્ચોચ્ચ સ્થાને તેઓ વિરાજે છે. રાનડેની સ્થિતિ આ ન હતી—તેઓ સુધારાનો પ્રચાર કરતા તે એટલાજ કારણથી નહિ કે તેમનું અંતર તેમ કરવાને તેમને આજ્ઞા કરતું, પણ બીજા એ પણ કારણથી કે તેમની બુદ્ધિએ નિશ્ચિત કર્યું હતું કે સુધારા વિના પ્રજા તરીકે આપણું શ્રેય થવું અશકય છે સત્યનીજ ખાતર સત્યનો પ્રચાર કરતા. પુરુષોનાં જીવન ખરી રીતે સમસ્ત માનવ જાતિ માટે છે, જો કે તેમની વાણી તો અમુક કાળ અને દેશના લોકોનેજ ઉદ્દેશીને થયેલી હોય છે. રાનડેએ તો માત્ર પોતાના દેશને માટે જીવવું અને કામ કરવું એટલામાંજ સંતોષ માન્યો હતો, અને જો કે પર પ્રજાના ઇતિહાસ અને સંસ્થાઓનો તેમણે બહુ ધ્યાનપૂર્વક અભ્યાસ કર્યો હતો, તો પણ તે અભ્યાસ તેમણે તે ઇતિહાસ અને સંસ્થાઓમાંથી પોતાના દેશબંધુઓના લાભ માટે બોધ મેળવવાનેજ કીધો હતો. રાનડે અને બીજા મહાન્ સુધારકો વચ્ચેનો આ તાત્વિક ભેદ, રાનડેનું કાર્ય

અને રાનડેના ઉપદેશનું ખરૂં સ્વરૂપ સમજવા માટે, સ્પષ્ટ રીતે લક્ષમાં રાખવા જેવો છે. દાખલા તરીકે, રાજા રામમોહન રાયે મૂર્તિપૂજા વિરુદ્ધ પોતાનો ઝુંડો રોપ્યો હતો તેનું કારણ એ કે તેમના મને મૂર્તિપૂજા એ સ્વતઃ ભ્રમમૂલક હતી. સ્વતઃ સત્યની વિરુદ્ધ હતી, અને તે કારણે તેની વિરુદ્ધ પોતાનો પોકાર ઉઠાવવાનું તેમનુ કર્તવ્ય હતું. રાનડેએ પણ મૂર્તિપૂજા વિરુદ્ધ પોકાર ઉઠાવ્યો હતો, પણ તે મુખ્ય એ કારણે કે તેનાથી અધમ અને અવનતિજનક વહેમો ઉત્પન્ન થતા હતા, અને તે વહેમોને પરિણામે નીતિજીવન અને ધર્મજીવનના ઉંચી દશાએ પ્રજાની પ્રગતિ થતી અટકી હતી. આ બાબત, હું તમને ખાસ લક્ષમાં રાખવાનું કહું છું, કારણ કે રાનડેનું જે વર્તન કેટલીક વાર તેમના મિત્રોને અગમ્ય લાગતું તેનો ઘણો ખુલાસો આમાંથી મળે છે. તમારામાંના કેટલાકને યાદ હશે કે થોડાં વર્ષ ઉપર રાનડે, તુકારામ, રામદાસ અને એકનાથ સાધુઓનાં જીવનચરિત્રો ઉપર વ્યાખ્યાન આપવા માટે ઠાકુર્દ્વાર મંદિરમાં ગયેલા ત્યારે પ્રાર્થના સમાજના ઘણા સભાસદો તેમનાથી નારાજ થયા હતા. તે વ્યાખ્યાનોમાં તેઓ જે બોલ્યા હતા તે તો અલબત્ત સમાજના સિદ્ધાન્તોને સંપૂર્ણ અનુકૂળ હતું, પણ તેઓ સમાજના એક અગ્રેસર સભાસદ થઇ મૂર્તિપૂજાના સ્થાને લોકોને વ્યાખ્યાન આપવા જાય એ વાતથી ઘણાને માઠું લાગ્યું હતું. અલબત, હું એમ નથી કહેવા માગતો કે તે પ્રસંગે તે લોકોને જે લાગ્યું તે ખોટું હતું. કદાચ તેમના સ્થાને હું હોત તો મને પણ તેમજ લાગત; પણ રાનડેના મને તો તે વ્યાખ્યાન એજ મુખ્ય વસ્તુ હતી, વ્યાખ્યાનસ્થાન સાથે કશું લેવા દેવા નહતું. એમને તો પોતાના વિચારો પોતાના દેશબંધુઓને પહોંચાડવા હતા, અને તેમ કરવાના

તેમને તક મળતી હોય તો તેઓ જ્યાં ભેગા થયા હોય ત્યાં જઇને તેમ કરવાનો તેમને કશો વાંધો ન હતો.

**સમતાયુક્ત મન.**

રાનડેમાં બીજી જે વસ્તુ આપણને ખાસ લાગે છે તે એ કે તેઓ આપણા કાળના હિંદવાસીઓમાં સૌથી પ્રૌઢ વિચારક હતા, અને તેમનું મન અદ્દભુત સમતાયુક્ત અને વસ્તુઓનું સર્વતઃ દર્શન કરવાની શક્તિયુક્ત હતું, તથા ન્યાય અને મર્યાદાનો તેમને ઉંડો વિવેક હતો. અનુમાન બાંધવામાં તેઓ કદી ઉતાવળ કરતા નહિ. હમેશાં સપાટીની નીચે જઈ તળીઉં જોવાનો અને પરિણામ અને કાર્યનાં ગૂઢ કારણો ખોળી કાઢવાનો પ્રયત્ન કરતા. એમના વિચાર, વિશાળ વાંચન અને અવલોકનના આધારે, અને પરિપક્વ મનનના પરિણામે બંધાયલા હતા, અને એકવાર બંધાયા પછી તે વિચારો પોતાના દેશબંધુઓને ધ્યાનમાં એવા તો જોસથી અને ચીવટતાથી તેઓ ઠસાવતા કે, જે જોસ અને ચીવટતા અંતરના ઉંડા નિશ્ચય સિવાય આવી ન શકે. વળી એમનું સર્વદર્શી મન રાષ્ટ્રીય કાર્યના સમસ્ત ક્ષેત્ર ઉપર ફરી વળતું, અને જૂદી જૂદી પ્રવૃત્તિઓ વચ્ચે યોગ્ય મેળ બેસાડવાની જરૂર સમજતું; આ કારણથી સર્વ દિશામાં સુધારા કરવા માટે એઓ સરખી આતુરતા ધરાવતા થયા હતા, સર્વ હીલચાલોમાં સરખો રસ લેતા થયા હતાઃ પછી તે હીલચાલ રાજ્યપ્રકરણી ન્યૂનતાઓ અને રાજ્ય વહીવટની ફરિયાદ દૂર કરવા માટેની હોય યા તો સ્ત્રીઓના અજ્ઞાનની વિરુદ્ધ કે કાચી વયે માતા થવા વિરુદ્ધની અને વિધવા અને અંત્યજોનાં દુઃખો નિવારણ કરવા માટેની હોય; યા તો દેશની આર્થિક સ્થિતિ વિષેના ખરા જ્ઞાનના પ્રચાર કરવા માટેની હોય, અથવા તો પૂજાનું સ્વરૂપ વિશુદ્ધ કરવા

માટેની કે તેને વધારે સરળ અને આધ્યાત્મિક બનાવવા માટેની હોય પણ આ સર્વ સુધારાની આવશ્યકતા સ્વીકારતે છતે પણ તેઓની માન્યતા હતી કે, આ સઘળા ઉપરાંત પ્રત્યેક મનુષ્યે પોતાના આત્માને નવીન જીવન અર્પવું જોઇએ, જેથી કરીને તેના કર્મના સંચાલક હેતુઓ અધિક શુદ્ધ થાય, તેના આદર્શો અધિક ઉન્નત થાય, અને તેનું વ્યવહારિક જીવન નિર્ભય અને અધિક યોગ્ય આશયો માટે પ્રવૃત્ત થાય. આ વિષય સંબંધે પોતાના ભાવોનો તેઓ બહુ નિડરતાથી, ખરા દીલથી અને ચીવટતાથી પ્રચાર કરતા, પણ તે ભાવોને વિચાર કે વાણીની ઉચ્છૃંખલતાથી કદી દૂષિત થવા દેતા નહિ, તેમજ એમના નિશ્ચયોમાં, પોતાને થયેલા દુઃખ કે અન્યાયથી કદી ફેરફાર થતો નહિ.

**ધુળીઆવાળો બનાવ.**

તમારામાં ઘણાકને ખબર હશે કે આશરે પચીશ વર્ષ ઉપર દખ્ખણમાં બહુ ખળભળાટ મચ્યો હતો, અને પૂનાના એક વાસુદેવ બળવંત નામના માણસે સંખ્યાબંધ અજ્ઞાન અનુયાયીઓ ટોળે કરી ધાડ પાડીને અને નિરપરાધી લોકોને લૂટીને છચોક સરકાર વિરુદ્ધ બખેડો ઉઠાવ્યો હતો. સર રિચર્ડ ટેમ્પલની સરકાર કોણ જાણે કેમ માની બેઠી કે આ ધાડપાડુઓને પૂનાના આગેવાન શહેરીઓની દિલસોજી અને ટેકો છે—કારણ, મારા ધારવા પ્રમાણે એ હશે કે વાસુદેવ બળવંત પૂનાનો બ્રાહ્મણ હતો. જે જે માણસો ઉપર શક ગયો હતો તેમાંના એક રાનડે પણ હતા. આ તો અલબત, એક રાક્ષસી અને બિલકુલ અણઘટતો શક હતો કારણ રાનડેને તો વાસુદેવ બળવંતની મારફાડની રીત ગ્રહણ કરવા વિરુદ્ધ એક કાયદાપૂર્વક હીલચાલ પૂનામાં ઉભા કરનાર અને તેના આગેવાન તરીકે સૌ કોઇ જાણતું હતું. છતાં, જ્યારે સને ૧૮૭૯

ના મે મહિનામાં પૂનામાં બે ઇમારતોને કોઇ બદમાશે આગ લગાડી ત્યારે સરકારે તરતજ રાનડેની ધુળીઆ બદલી કરી. આ આગમચ એમની બદલી નાશક થઇ ચૂકેલી હતી; પણ ધુળીઆ પૂનાથી વધારે દૂર હોવાથી વધારે સલામત માનવામાં આવ્યું, અને રજાના દિવસો હતા છતાં પૂના તાબડતોબ છોડી ધુળીઆ જવાનો તેમને હુકમ થયો. સરકારનું આ પગલું એટલું તો વિચિત્ર હતું કે પાછળથી હાઈકોર્ટે પણ એ બદલી સામે વાંધો ઉઠાવ્યો હતો; અને ખરી હકીકત એવી છે કે ગુન્હેગારને પકડનાર અને તેની પાસ ગુન્હો કબુલ કરાવનાર તો ખુદ રાનડે પોતેજ હતા. એમના ધુળીઆ ગયા પછી, એમના ખાનગી પત્રવ્યવહારની પણ એકાદ મહિના સુધી ખૂબ તપાસ રાખવામાં આવી. આશ્ચર્યની વાત છે કે તેજ વખતે પૂના તરફથી, આગેવાન ધાડપાડુઓએ પોતાની હીલચાલ સંબંધી લખેલા અહેવાલોના રૂપમાં એમના ઉપર પત્રો આવવા માંડયા. આ પત્રો રાનડેને વાસુદેવ બળવંત સાથે કાંઇ સંબંધ છે કે નહિ તે નક્કી કરવા માટે પોલિસે મોકલેલા પત્રો છે એમ રાનડે અનુમાન કર્યા વિના રહ્યા નહિ, અને આવા આવા સર્વ પત્રો હાથમાં આવ્યા કે લાગલાજ તેઓ પોલિસને સ્વાધીન કરવાનું ચૂકયા નહિ. તેમની સાથે જે વર્તન રાખવામાં આવતું હતું તેથી તેમને કેટલીક વાર બહુ માઠું લાગતું. આ પ્રમાણે એક મહિનો વીતી ગયો. ત્યાર પછી ત્યાંના એક અંગ્રેજ અમલદાર સાથે એ બાબત રાનડેને વાતચીત થઇ—આ અમલદાર સિવિલ સર્વિસના અમલદાર છે, અને તેમનું નામ લોકો માટે ઉદાર લાગણી ધરાવવા બદલ આ ઇલાકામાં મશહુર છે. એમણે જે બન્યું હતું તે બાબત દિલગીરી દર્શાવી, અને રાનડેને ખાત્રી આપી કે તેમના

વિરુદ્ધ જે શક ધરાવવામાં આવે છે તે બિનપાયાદાર છે એવી સરકારની ખાતરી થઈ છે. હવે રાનડેને બદલે બીજો કોઇ પણ જણ જે જે વખતે આ પ્રસંગ યાદ આવે તે તે વખતે થોડું ઘણું તપીને બોલ્યા વિના રહેત નહિ. પણ મને સ્મરણ છે કે એક વાર એજ પ્રસંગ વિષે મારી સાથે વાત કરતાં રાનડે આટલું ઉમેરવાને ચૂક્યા ન હતાઃ "અરે, આવી ગેરસમજુતો તો વર્તમાન વસ્તુ-સ્થિતિમાં વખતો વખત, ઘણીખરી અચૂક થયા વિના નહિ રહે-વાની. ગમે તેમ હો, તો પણ આપણે ભૂલવું જોઇતું નથી કે એમ-નીજ જગ્યાએ આપણે હોત તો કદાચ એમના કરતાં વધારે માઠી રીતે વર્ત્યા હોત." એમની મક્કમ ન્યાયબુદ્ધિની, તેમજ ગમે તેટલું અંગત દુઃખ બ્રિટિશ રાજ્યના સ્વરૂપ સંબધી એમની માન્યતા ટદી પલટાવે એમ ન હતું એ વાતની આ કિસ્સો બહુ ઉત્તમ સાક્ષ પૂરે છે. આથી કંઇક જૂદો એક બીજો કિસ્સો નવ વર્ષ ઉપર બન્યો હતો; તેનાથી એક પ્રશ્નમાં સમાયલી સર્વ બાબતો વિચારમાં લેવાની એમને હમેશાં ટેવ હતી એ જણાઇ આવે છે. મદ્રાસ કૉન્ગ્રેસ અને કૉન્ફરન્સમાંથી અમે પાછા વળતા હતા તે વખતે રસ્તામાં શોલાપુરના સ્ટેશન ઉપર રાનડેનું એક સિવિલિયને અપ-માન કીધું. અમે સૌ સેકંડ કલાસમાં બેઠા હતા ત્યાં રાનડે ફર્સ્ટ કલાસના ડબ્બામાંથી આવીને બેઠા હતા, તેનો લાભ લઈને તે તેમની બેઠક ઉપરથી તેમનું બિછાનું ફેંકી દઈ તેમની બેઠક પચાવી પડયો. રાનડેને આ વાતની ખબર પડતાં, ઠંડે પેટે પોતાના ડબ્બામાં ગયા અને એક પણ શબ્દ બોલ્યા વિના અમારી સાથે ડૉ. ભાંડારકર બેઠા હતા તેમની જોડેની એક બીજી બેઠક લીધી. સુવાની વખત થઇ એટલે ડૉ. ભાંડારકરનું રાનડેના કરતાં જરા

ઓછું વજન હોવાથી તે ઉપલી બેઠક ઉપર ચઢી ગયા અને રાનડે-ને પોતાની બેઠક આપી. પૂના આવતાં પેલો અંગ્રેજ, જે તે વેળા એક આસિસ્ટંટ જજ હતો, તેને કોણ જાણે કેમ ખબર પડી ગઈ કે જેમનું પોતે અપમાન કર્યું છે તે તો હાઇ કોર્ટના જજ રાનડે છે—લાગલોજ તે રાનડેની માફી માગવા જવાનું કરવા લાગ્યો. પણ રાનડે તેને પોતાની તરફ આવતો જોતાંની સાથેજ તેના તરફ પોતાની પૂંઠ ફેરવી ચાલતા થયા. બીજે દિવસે આ બાબતમાં કાંઈ પગલાં લેવા ધારો છો કે કેમ, એમ મેં તેમને પૂછ્યું. તેઓ બોલ્યા: " હોય એ તો, એમાં કંઈ હું બહુ જોતો નથી. હું એક વાત કહીશ ને તેની સામે એ ભળતીજ વાત કહેશે, અને ગમે તેમ હોય તોપણ એમાં તે વળી લડવા જવું શું ? " વળી એમણે મને પૂછ્યું, "વારૂ, એ તો ઠીક, પણ આપણેજ તળીઉં તપાસોની ? આવી બાબતમાં આપણે ચોખ્ખા છીએ કે ? આ વખતમાં પણ આપણા દેશબંધુઓ—અંત્યજોની સાથે આપણે કેવી રીતે વર્તીએ છીએ ? જે વેળા તેમણે અને આપણે હાથમાં હાથ મિલાવી આપણા દેશને માટે કામ કરવું જોઇએ તે વેળા આપણે આપણા અસલના ઉંચાપણાના હક્કો છોડવા આનાકાની કરીએ છીએ, અને તેમને નીચા ચગદાયલા રાખવાનો જ આગ્રહ ધરીએ છીએ. ત્યારે આપણા તરફ તિરસ્કારથી વર્તતા રાજ્યકર્તા પ્રજાના લોકોને આપણું તળીઉં તપાશી જોશું તો, શી રીતે ઠપકો આપી શકીશું ?" "બેશક" એમણે આગળ ચલાવ્યું, " આવા પ્રસંગો બહુ દુ:ખદાયક અને નામોશીભરેલા છે અને તેનાથી આપણી માન્યતા અને શ્રદ્ધા બહુ કઠણ કસોટીએ ચઢે છે, એ સાચું; પણ આવા કડવા પ્રસંગોનો ઉત્તમ ઉપયોગ તો આપણે એજ કરી શકીએ કે

આપણે આપણા કર્તવ્યમાં વધારે દિલ રાખવું અને ચીવટ રાખવી.

**એમની કાર્યપરાયણતા.**

રાનડેની બીજી ખાસ ખાસીઅત એ હતી કે એમને કામ ઉપર ભારે શ્રદ્ધા હતી. એ મહાપુરુષે પોતાની જીંદગીમાં જેટલું કામ કર્યું તેનો ખ્યાલ કરતાં આપણને આશ્ચર્ય થાય છે, આપણે આભા બનીએ છીએ. તેમનું જબરદસ્ત મગજ નિરંતર જ્ઞાન મેળવવામાં મશગુલ રહેતું અને આ દેશમાં કવચિતજ જોવામાં આવેલા એવા ઉત્સાહ અને નિશ્ચયબળથી તે જ્ઞાનનો પ્રચાર કરવામાં પણ મશગુલ હતુ. કામ કરવાની શક્તિ તેમની અલૌકિક હતી એટલુંજ નહિ પણ તેમાં તેઓ એવી તો ભારે મઝા માનતા, કે તેમાં તેઓ મસ્ત હોય એમ લાગતું. કામમાંજ એઓ રહેતા, કામમાંજ એઓ મ્હાલતા, અને કામમાંજ પોતાના આત્માને જોતા. તેઓ કહેતા કે પ્રમાદ એ તો આ સમયે આપણો પરમ શત્રુ છે. ખોટા વિચારો તેઓ સાંખી શકતા; ઉંધી પ્રવૃત્તિ તેઓ સાંખી શકતા; પણ પ્રમાદથી એમનું દિલ બહુજ દુભાતું, કારણ સૌ કરતં પ્રમાદજ જીતવો અઘરો છે એમ તેમને લાગતું. ઘણું ખરૂં કામ તેઓ એક પવિત્ર કર્તવ્ય છે એમ માનીનેજ હાથ ધરતા. એમની જીંદગીમાં એમણે કેટલું કામ આટોપ્યું છે તેનો જરા ખ્યાલ કરો! ઠેઠ સુધી સરકારી કામ તો તેમનું ભારે હતું જ; પણ તેને લીધે જૂદા જૂદા ક્ષેત્રોમાં દેશને માટે, એક અર્ધો ડઝન ભેગા મળી કામ કરે તેના કરતાં વધારે કામ કરતાં તેઓ અટકયા નથી. તેમને જે જે વિષયોમાં રસ પડતો તેની મર્યાદા પણ કેટલી વિશાળ હતી—તત્ત્વાભ્યાસ, ધર્મશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, ઇતિહાસ, રાજ્યનીતિશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, એ સૌમાં તેમને સરખો રસ પડતો. આ સર્વ વિષયો સંબંધી તેમનું વાચન વિશાળ હતું અને દિનપ્રતિદિન તે સંબંધી જે કાંઈ નવીન

જણાતું તે અને તેટલે અંશે તેઓ જાણવાનો પ્રયત્ન કરતા. તેમની રાજપ્રકરણી પ્રવૃત્તિ જોશું તો સૌ કોઈ જાણે છે કે લગભગ પા સૈકા સુધી પૂના સાર્વજનિક સભાના તેઓ દેવતા હતા. સભાની જાહોજલાલીના દિવસમાં તેનું સઘળું ઉત્કૃષ્ટ કામ કાંતો સીધું તેમના હાથેજ થતું કે તેમના હાથમાંથી અચૂક પસાર થતું. સભાનું ત્રિમાસિક સત્તર વર્ષ ચાલ્યું તે દરમ્યાન તેમાંના બે તૃતીયાંશ લેખો તેમણેજ લખ્યા હતા. સભાની દોરી જ્યારે એમના હાથમાં હતી ત્યારે સભાએ દેશના રાજકીય મંડળોમાં પ્રથમ સ્થાન પ્રાપ્ત કર્યું હતું. અને અનેક વર્ષો સુધી તેના તરફથી જે કાંઇ લખાણ જતું તેનું બીજી કોઇ પણ દેશી સંસ્થાના લખાણ કરતાં સરકારમાં વધુ વજન પડતું, એ પણ સૌ સ્વીકારે છે. તેમણે કૉલેજ છોડી તે દિવસથી તે તેમના મરણ પર્યંત સંસાર સુધારાના ક્ષેત્રમાં તેમણે અથાગ પ્રવૃત્તિ ચાલુ રાખી હતી. વારંવાર લેખોથી, ભાષણથી, ચર્ચાથી, સલાહથી અને મદદથી તેઓ તેમના કાળની સર્વ સુધારાની પ્રવૃત્તિમાં અગ્રેસર ભાગ લેતા. સંસાર સુધારા પરિષદના તેઓ પિતા અને સ્થાપક હતા. એવી શ્રદ્ધાથી તેને માટે કામ કરતા કે દેવો અને મનુષ્યો નિરખી રહે! ધાર્મિક સુધારામાં પણ તેઓ ઉંડો અને સ્થાયી રસ લેતા, અને તેમનાં કેટલાંક ધાર્મિક વ્યાખ્યાનોમાં મેં જે જવાહીર જોયું છે તેથી અધિક મેં બીજા કોઇનામાં જોયું નથી. તેઓ એક પ્રૌઢ વિચારક હતા, અને અર્થશાસ્ત્રના વિષયો ઉપર વારંવાર લખતા, અને હિંદી અર્થશાસ્ત્ર સંબંધી એમના લેખો તો એવા છે કે તેમાંથી, અર્થશાસ્ત્રનું પોતાનું જ્ઞાન હિંદની વ્યાવહારિક સ્થિતિને લાગુ પાડવાને ઇચ્છતા અભ્યાસકોને અમૂલ્ય સૂચના મળે એમ છે. પૂનામાં કેટલાંક વર્ષ જે

ઓદ્યોગિક પરિષદ મળતી તેના, અને લૉર્ડ રેના વખતમાં ભરાયલા ઔદ્યોગિક પ્રદર્શનના તેઓ એક મુખ્ય પ્રણેતા હતા. અને ગયા વીશ વર્ષ દરમ્યાન પૂનામાં જે જે ઔદ્યોગિક અને વ્યાપારિક કામો હાથ ધરવામાં આવ્યાં છે તેમને એમના તરફથી પુષ્કળ ઉત્તેજન, સલાહ અને સાહાય્ય મળી છે. આપણે માટે એઓ મરાઠાઓનો ઇતિહાસ મૂકી ગયા છે, જોકે દુર્ભાગ્ય ની વાત છે કે તે અપૂર્ણ રહ્યો છે. મુંબઇમાં હતા તે દરમ્યાન યુનિવર્સિટીના કામકાજમાં તેઓ અગ્રેસર ભાગ લેતા, અને સિન્ડિકેટમાં તેમણે કરેલાં કામ સંબંધે સદ્ગત ન્યાયમૂર્તિ મિ. કુનેડીએ સ્વેચ્છાથી સબળ સાખ પૂરી છે. આ સર્વ પ્રવૃત્તિઓ ઉપરાંત રાનડે હિંદુસ્તાનના સર્વ ભાગોમાંના પોતાના અસંખ્ય મિત્રો અને અનુયાયીઓ સાથે મહાભારત પત્રવ્યવહાર ચલાવતા. અનેક વર્ષો સુધી પ્રતિ દિવસ વીશ ઉપરાંત પત્રો એઓએ વંચ્યા છે, અને તેના ઉત્તર આપ્યા છે, અને આમાં ઘર સંબંધી છેક સામાન્યથી માંડીને રાજ્યપ્રકરણી, એવી બહુવિધ બાબતો ચર્ચાતી સારા હિંદુસ્તાનના હરેકે હરેક ખરા દિલથી કામ કરનાર સાથે તેઓ સંબંધ રાખતા,–ખરા દિલથી કામ કરનાર કોઇ એમને મળતો ત્યારે એમનું હૈયું આનંદથી ઉભરાતું–આવા માણસને તેઓ અચૂક પરખી લેતા, અને પછી હમેશ તેમની સાથે વ્યવહાર ચાલુ રાખતા. પણ એમણે કામ કર્યું છે તેનું પરિણામજ આપણું માન જાગૃત કરે છે એમ નથી. જે ભાવથી એ કામ તેઓ કરતા તેને માટે કાંઇ કહેવાય તો તે એટલુંજ કે તે તો તે કામના કરતાં એ ન્યારો હતો !

**એમનો આશાવાદ.**

રાનડેની પ્રબળ આશાવંતતા વિષે અનેક ભાષણકર્તા અને લેખકોએ કંઇક કહ્યું છે, અને તેઓએ એ માન્યતાને એમના

મનોબંધારણનું એક અંગ માની છે. બેશક, કેટલેક અંશે તેમજ હતું. એમનો સ્વભાવ અંતરથી બહુ આશાવંત હતો. આ આશાવંત સ્વભાવને લીધેજ હિંદના કોઈપણ ભાગમાં જણાતી પ્રગતિની રડીખડી નિશાની પણ એમના ધ્યાનમાં આવતી તો તેને તે ગણનામાં લેતા. કેટલેક અંશે એમની આશાવંતતાનું કારણ એ હતું કે બીજાના કરતાં એમની દૃષ્ટિમર્યાદા વિશાળ હતી—બીજાઓ જ્યારે મેદાનની સપાટી ઉપરજ ઉભા રહીને જોતા ત્યારે તેઓ જાણે પર્વતના શિખરે ચઢીને જોતા. પણ મને તો હમેશાં એમજ લાગતું કે એમણે કદી આશાનો ત્યાગ ન કર્યો તેનું મુખ્ય કારણ એજ કે તેઓ પ્રૌઢ કર્મયોગી હતા. જેઓ કામ કરતા નથી, જેઓ કામનું ગૌરવ અને શક્તિ સમજતા નથી, તેઓજ નિરાશાના પાઠ ભણાવે છે. રાનડેની સોએ સો ટકા ખાતરી હતી કે જો આપણા લોકો ખરા દિલથી કામ કરે તો તેમનું ભવિષ્ય તેમના હાથમાંજ છે. રાષ્ટ્રીય ઉન્નતિની પ્રથમ શરત એઓ કામ ગણતા, અને સંપૂર્ણ યશભરી રીતે તે શરત પોતે પૂરી કરી હતી, એટલે તેમનું મન કદી નિરાશાના વિચારથી નિચું નમતું નહિ બાર વર્ષ ઉપર સંસાર સુધારા પરિષદ્ અને તેની અપ્રિયતા સંબંધે વાતો કરતાં મારાથી તેમને પૂછાઇ ગયું કે 'જ્યારે સંસાર સુધારાના મોટા મોટા હિમાયતીઓ ઠંડા થઈ બેઠા છે ત્યારે પરિષદ્‌ના કામમાં આપની શ્રદ્ધા કેમ ટકી રહી છે ?' અને કહ્યું કે 'સભાઓ ભરી ઠરાવો પસાર કરવાના પોલપોલથી કશું વળવાનું નથી" મારા તરફ ફરી રાનડે બોલ્યાઃ "કામ પોલંપોલ નથી, આ લોકોની શ્રદ્ધા પોલંપોલ છે." જરા રહીને બોલ્યાઃ "થોડાં વર્ષ થોભો. એક વખત એવો આવતો મને જણાય છે, કે જ્યારે લોકો કૉંગ્રેસ જે આજ આટલો બધો

ઉત્સાહ જાગૃત કરી રહી છે, તેને માટે પણ એજ પ્રશ્ન પૂછશે. આપણી પ્રજામાંજ કંઇક એવું છે, જે તેને સતત શ્રમ કરતાં પાછી પાડે છે." કાંઇપણ જોવા જેવાં ફળ મેળવવાં હોય તો શાંતિથી અને બિલકુલ કંટાળ્યા વિના કામ કરવાની જરૂર છે એવો રાનાડેએ પોતાને માટે તો નિશ્ચય કરી રાખ્યો હતો. સને–હું ધારૂં છું કે–૧૮૯૧ માં એમણે મને એક વચન કહેલું તે મારા સ્મરણમાં હજી ચોંટી રહ્યું છે. તે વર્ષે શોલાપુર અને બીજાપુર જીલ્લામાં ભારે દુકાળ પડયો હતો. આ જીલ્લાઓની સ્થિતિ સંબંધી સાર્વજનિક સભા જેનો હું સેક્રેટરી હતો, તેણે પુષ્કળ માહિતી ભેગી કરી હતી, અને તે સંબંધે યોગ્ય સમયમાં સરકારને અરજ રજુ કરવામાં આવી હતી. આ અરજ તૈયાર કરવામાં અમે પુષ્કળ શ્રમ લીધો હતો અને પુષ્કળ વિચાર કીધો હતો. પણ સરકારે તો બે લીટીનો જવાબ વાળ્યો, એટલુંજ કહીને કે તમે લખેલી હકીકત અમે ધ્યાનમાં લીધી છે. હું આ પત્ર વાંચી બહુ નિરાશ થયો, અને બીજે દિવસે સાંઝે રાનડે સાથે ફરવા જતાં મેં તેમને પૂછ્યું, જ્યારે સરકાર 'અમે તમારા પત્રમાં લખેલી હકીકત ધ્યાનમાં લીધી છે' એટલુંજ લખવાની દરકાર કરે છે, ત્યારે આ બધો પરિશ્રમ ઉઠાવી આ અરજો ઘડીને કરવી છે શું? એમણે કહ્યું: આપણા દેશના ઇતિહાસમાં આપણી સ્થિતિ શી છે તેની તમને ખબર નથી. આ અરજીઓ તો નામનીજ સરકારને મોકલવામાં આવે છે; ખરી રીતે તો તે લોકોનેજ મોકલવામાં આવે છે. એવા હેતુથી કે આવી બાબતમાં તેઓ વિચારતાં શીખે. આ કામ તો કાંઇપણ ફળની આશા વિના અનેક વર્ષો કર્યા કરવાનુંજ છે, કારણ આ જાતનાં રાજકાજ આ દેશમાં તો નવાંજ છે. અને વારૂ, સરકાર આપણે કહીએ તેટલું ધ્યાનમાં લે તે એ કાંઇક તો છે જ.

રાનડેના કામનું બીજું ધ્યાનમાં રાખવા જેવું લક્ષણ એ હતું કે તેઓ ગમે તે કામ કરવાનું હોય તે કરવાને તૈયાર થઇ જતા. મંદિર બાંધવામાં, મુખ્ય શિલ્પીનુંજ કામ પોતાને સોંપવામાં આવે એવો તેમનો આગ્રહ ન હતો; ખાંધ પર ઇંટ અને પથ્થર વહેવાને પણ તેઓ રાજી હતા, અને તેમ કર્યે મંદિર બંધાયા વિના રહ્યું નહિ. લોકોપયોગી કામ કરવામાં, અંગત ન્હાનમ સાંખી લેવાથી જો સાર્વજનિક હિત સધાતું હોય તો તેમ કરવાને તેઓ તૈયાર હતા. સને ૧૮૮૫ માં હું પૂના ગયો ત્યાર પછી થોડાજ માસમાં આ વાતનો એક જાણવા જેવો દાખલો જોવામાં આવ્યો. તે વર્ષે લૉર્ડ રિપનના ઉદાર કાયદા પ્રમાણે આપણા મ્યુનિસિપાલ બોર્ડોનું બંધારણ નવું રચાયું હતું. ચૂંટણીની પ્રથા પ્રથમ વારજ દાખલ થઇ હતી, અને પૂનામાં થયેલી ચૂંટણીમાં લોકોને અજબ રસ પડયો હતો. તે વર્ષ અગાઉ પૂનામાં મ્યુનિસિપાલીટીનું કામકાજ લગભગ સરકારીજ હતું, અને રાનડેની ખાસ ઇચ્છા હતી કે નવા બોર્ડમાં લોકનિયુક્ત સભાસદોને શહેરનો વહીવટ ચલાવવાની તક મળે. દુર્ભાગ્યે પૂનાના એક બીજા પ્રસિદ્ધ નાગરિક—સદ્ગત રા. કુણ્ટે—સરકાર પક્ષને મજબુત ટેકો આપવાને આગળ પડયા. રાનડે અને કુણ્ટે પ્રથમથીજ એક વર્ગમાં ભણતા હોઇ બાળપણથીજ ખાસ દોસ્ત હતા. પણ જુની વ્યવસ્થાનો કુણ્ટેએ જે પક્ષ લીધો તેની વિરુદ્ધ રાનડેએ સખ્ત સપાટો લગાવ્યો, અને કુણ્ટે, જોસદાર બોલનારા હતા એટલે તેમણે લોક પક્ષની વિરુદ્ધ વોર્ડ વોર્ડમાં સભાઓ કરવાનું ઠરાવ્યું. થોડો વખત તો ખૂબ રસાકસી ચાલી; અને એવું જણાયું કે સરકાર કદાચ તે વેગા ચાલી રહેલા ઝગડાનો અનર્થ કરશે. આ કારણથી રાનડેએ કુણ્ટેની સાથે સમાધાન કરી લેવું

યોગ્ય ધાર્યું અને તે હેતુથી કુણ્ટે લગભગ દરેક સભામાં રાનડેની સામે ઘણીજ સખ્ત અંગત ટીકા કરતા એમ જણાયલું હતું છતાં તેમની એક સભામાં રાનડે ગયા. એ સભા રાસ્તે પેઠમાં મળી હતી. એક ખાનગી ઘરના ખંડમાં સૌ ભેગા થયા હતા; અને સૌ ભોંય ઉપર બેઠા હતા અને કુણ્ટે ખંડને એક છેડેથી અમોને ભાષણ આપતા હતા; બારણું બીજે છેડે હતું. કુણ્ટે કેટલોક વાર બોલ્યા બાદ અચાનક બારણામાંથી રાનડેની મૂર્તિ આવતી જણાઈ. આવીને અમો સૌની માફક બારણા પાસે ભોંય ઉપર તેઓ પણ બેસી ગયા. કુણ્ટેએ તરતજ તેમના તરફ એટલે લગભગ સઘળા શ્રોતાઓ તરફ, પૂંઠ ફેરવી અને ભીંત તરફ જોઇને કેટલાક શબ્દ બોલી પોતાનું ભાષણ અચાનક બંધ કીધું. એઓ બેઠા પછી રાનડે પોતાની જગ્યાએથી ઉઠીને તેની પાસે બેઠા. સભા વિસર્જન થયા પછી, રાનડેએ કુણ્ટેને પોતાની ગાડીમાં બેસીને ફરવા આવવાની વિનંતિ કરી. પણ કુણ્ટે કરડાકીથી બોલ્યા: "મારે નથી આવવું તમારી ગાડીમાં", અને પોતાની ગાડીમાં બેસી ગયા. પરંતુ રાનડે ધીમે ધીમે તેમની પાછળ ગયા, અને "વારૂ, તમે મારી ગાડીમાં નહિ આવશો તો હું તમારી ગાડીમાં આવીશ" એમ કહીને તેઓ કુણ્ટેની ગાડીમાં બેસી ગયા. આ પછી તો કુણ્ટે રાનડેને કાઢી શકયા નહિ, અને બંને જણા લાંબે સુધી ફરવા ગયા અને પાછા આવતાં સુધીમાંજ સઘળી વાતનું સંતોષકારક નિરાકરણ થઇ ગયું. કુણ્ટેનો ક્રોધ શમ્યો અને લોકપક્ષ સામે તેમનો વિરોધ પણ બધો વાળી લેવામાં આવ્યો.

## એમની સાધુતા.

અત્યાર સુધીમાં હું રાનડેની સર્વગ્રાહી બુદ્ધિ, સમતાયુક્ત મન,

સ્વદેશભક્તિ અને મહા કાર્યપરાયણતા વિષે કહી ગયો. હવે એકાદ શબ્દ હું એમના સ્વભાવની ઉદાતતા વિષે કહીશ—એમની સાધુતા વિષે કહીશ. એમની ભારે બુદ્ધિશક્તિના કરતાં એમની એ સાધુતાથી તેઓ આખા દેશમાંના અનેકાઅનેક બંધુઓનું ભક્તિયુકત સન્માન અને અનુરાગ મેળવી શકયા હતા. લેશમાત્ર અતિશયોક્તિ વિના હું કહી શકું છું કે જે યુવકવર્ગ એમના અંગત સમાગમમાં આવતો તેમને કોઈ પવિત્રાત્મા સમક્ષ આવ્યા જેવું લાગતું, અને તેઓ તેમના સંગમાં હોય તેટલીવાર કાંઈ અધમ ઉચ્ચારતા નહિ, એટલુંજ નહિ, પણ અયોગ્ય વિચાર કરતાં પણ તેઓ ડરતા. મારા જન્મારામાં મારા ઉપર આવી અસર બીજા કોઈએ કીધી હોય તો તે માત્ર દાદાભાઈ નવરોજીએ. રાનડેના મોટા ગુણોમાં બહુ પ્રધાન ગુણ તેમની સંપૂર્ણ, અણિશુદ્ધ નિઃસ્વાર્થતા હતો. હું તમને કહી ગયો છું કે તેઓ અનેક ક્ષેત્રોમાં અનવરત કામ કરતા, છતાં તે માટે લવલેશ બુજની તેમણે કદી અપેક્ષા રાખી નથી. કદી તેમણે આ કે પેલા માટે મને લોકો સારો કહેશે કે નહિ એવો વિચાર કર્યો નથી. ખરેખર, પોતાનું કામ, રાજકીયજ નહિ, પણ હરેક પ્રકારનું કામ, કોઈની પાછળ રહીને કરવાથી તેમને જેટલો આનંદ લાગતો તેટલો કશાથી લાગતો નહિ એમની મોટી કાળજી અધિક અધિક માણસોને દેશકાર્યમાં હોંસ લેતા અને જોડાતા કરવાની હતી. હું નથી માનતો કે કોઈએ રાનડેને 'મેં આ કીધું મેં પેલું કીધું' એમ કદી કહેતા સાંભળ્યા હશે. પ્રથમ પુરુષ એક વચન જાણે એમના શબ્દકોશમાંજ ન હતું. તેઓ જીવ્યા ત્યાં સુધી જે નમ્રતાની એમણે તાલીમ લીધા કીધી છે તે વળી એમનો એક બીજો મોટો ગુણ. સ્વભાવેજ તેઓ બહુ લાગણીવાળા હતા, કોઇપણ

પ્રકારના કે રીતના અન્યાય વા નીચતાથી એમને બહુ લાગી આવતું પણ પોતાને તાલીમ આપવાના તેમના નિરંતર પ્રયાસથી અતિશય કસોટીના પ્રસંગે પણ તેઓ પોતાની શાંતિ જાળવી શકતા. જે કામ કર્યું છે તે ખરા દિલથી કર્યું છે એવા અંતરમાં વળેલા કરારને લીધે સામાન્ય રીતે એમના મનની સ્થિતિ શાંત આનંદભરી રહેતી એ ખરૂં. પણ જ્યારે કોઇ વસ્તુથી તેઓ બહુ નારાજ થતા, અથવા કોઇનાથી અસંતુષ્ટ થતા, કે બીજાં કારણોથી તેમનું દિલ દુભાતું, ત્યારે પણ એમને સારી પેઠે ન ઓળખનાર કોઇ તે અંતર્વેદનાનું ચિહ્ન એમના મુખ ઉપર વર્તી શકતા નહિ. અને કદી કોઇ પણ જણે, એમના નિકટમાં નિકટના માણસે પણ, જેણે એમને અંગત હાનિ પહોંચાડી હોય તેની વિરુદ્ધ એક શબ્દ પણ ફરિયાદનો કાઢતા એમને સાંભળ્યા નથી. પોતાના ઉપર વર્ત્તમાનપત્રોમાં કરવામાં આવતા સર્વ પ્રહારો કાળજીપૂર્વક પોતાને વાંચી સંભળાવવામાં આવે એવો તેઓનો આગ્રહ હતો. એક વા અન્ય પ્રકારે તેઓ લોકોની નજરમાં હરહમેશ આવ્યા જ કરતા, અને આથી કરીને પ્રતિદિવસ મિત્રભાવે કે અમિત્રભાવે તેમના વિચારો પુષ્કળ ટીકાના વિષય થતા. જે લેખોમાં એમની પ્રશંસાત્મક નોંધ લેવામાં આવતી તે એ હમેશાં પૂરી વાંચી જતા નહિ—હું આ જાણું છું, કારણ કેટલીકવાર મારે તેમને વર્તમાનપત્રો વાંચી સંભળાવવાં પડતાં હતાં. તેઓ જાતે તે ભાગ્યેજ વાંચતા, કારણ તેમની આંખ નબળી હતી. પણ સઘળી વિરુદ્ધ ટીકા તો તેઓ વંચાવી સાંભળવાને ચૂકતા નહિ. તેમાંથી કાંઇ વિચારનો પોતે સ્વીકાર કરી શકે એમ છે કે કેમ તે તે જાણવા માગતા. અને ગમે તે પ્રસંગે, જેટલું સાંભળતા તેમાં દુઃખ થાય એવા સિવાય બીજું કાંઇ ન હોય તોપણ, તે

દુઃખથી તાલીમ મળે છે એટલી તેની કીંમત તો હતીજ. આ પ્રસંગે એક એમના બીજા મોટા ગુણનું નિવેદન કરીશ. એ ગુણ આશ્રિતને–ખાસ કરીને નિરાધાર અને સંતાપિતને–સાહાય્ય આપવાની એમની તત્પરતા. સઘળા, કોઈપણ જણ–રંકમાં રંક પણ–દહાડામાં ગમે તે ઘડીએ તેમને મળવા જઇ શકતો. કોઈપણ જણને પોતાના પત્રનો તેમની પાસે ઉત્તર ન મળ્યો એવું કદી બન્યું નથી. સૌ કોઇને શાંતિથી તેઓ સાંભળતા, પછી તેને પોતે મદદ કરી શકે કે નહિ તે વાત જુદી. આ તો, ખરેખર, એમનું એક ધર્મકૃત્ય હતું. સને ૧૮૯૭ ની અમરાવતીની કૉંગ્રેસમાંથી આ બાજુ અમે પાછા વળતા હતા ત્યારે એક રાતે અમારા ડબ્બામાં હું અને એઓજ માત્ર હતા. મળસ્કે ચારેક વાગે ડબ્બામાં કંઇક ગાન સાંભળી હું જાગ્યો, અને જોઉં તો રાનડે બેસીને તુકારામના બે અભંગો વારેવારે ગાતા હતા, અને સાથે તાળીથી તાલ દેતા હતા. કંઠ કંઇ બહુ મધુર નહતો, પણ જે ઉમળકાથી એઓ ગાતા હતા તે એવો તો ભારે હતો કે મને રોમેરોમ અસર થઈ, અને મારાથી પણ બેસીને સાંભળ્યા વિના રહેવાયું નહિ. તે અભંગો આઃ

**जे कां रंजले गांजले । त्यांसी म्हणे जो आपुले ।**
**तोचि साधु ओळखावा । देव तेथेचि जाणावा ॥**

**करिं मस्तक ठेगणा । लागे संताच्या चरणा ॥**
**जरि व्हावा तुज देव । तरि हा सुगम उपाय ॥**

“ દુઃખે ટળવળતાં રઝળતાંને જે પોતાનાં માને છે તેને ખરો સાધુ સમજવો. તેમાંજ દેવનો વાસો છે એમ જાણવું. રાંક થઇને સંતોને ચરણે નમોઃ પ્રભુને મેળવવાનો આ સહેલો ઉપાય છે. ”

આ અભંગ હું બેઠો બેઠો સાંભળતો હતો ત્યારે એમાં રહેલો બોધ પોતાનાં જીવનમાં ઉતારવાનો કેવો ભારે પ્રયાસ રાનડેએ કર્યો હતો, તેમજ તેમાં જે જીવનસૂત્ર કથાનું હતું તે કેવું સરલ છતાં ગૌરવયુક્ત હતું તેનો મને ખ્યાલ આવ્યા વિના ન રહ્યો! મારા પોતાના જીવનની એ એક ધન્ય ઘડી હતી. એ પ્રસંગ મારી સ્મૃતિમાંથી કદી ખસનાર નથી.

**એમનો જીવન સંદેશ.**

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, રાનડેમાં મને જે જે ખાસ લાગ્યું છે તે વિષે બન્યું તેટલી સંક્ષિપ્ત રીતે મેં આપને કહ્યું. હું માનું છું, કે લગભગ ત્રીશ વર્ષ પર્યંત આપણા ઉચ્ચોચ્ચ વિચાર અને ઉચ્ચોચ્ચ મનોરથોના તેઓ પ્રતિનિધિ રૂપ હતા, અને તેમના જેવા બીજા આપણને મળતાં તો કંઈ કાળ વહી જશે. રાનડે નવા શતકના આરંભમાં વિદેહ થયા છે એમાંયે કાંઇક ભેદ રહેલો છે. જે શતક આપણે માટે આશા અને ઉત્તેજનભર્યો શરૂ થાત તેણે આપણને ઉંડી ગમગીનિ અને ગ્લાનિમાં નિમગ્ન જોયા છે. તે શાંત, શ્રદ્ધાયુક્ત, આશાયુક્ત વાણી આજે કાળની નિઃસીમ નિઃશબ્દમાં વિલીન થઇ છે, જો કે આ ઘડીએ જ તેની આપણને બહુ મોટી ભૂખ હતી. આપણા કેટલાક અગ્રગણ્ય કાર્યકર્તાઓના મનમાં એક પ્રકારની નિરાશા જામવા માંડી છે. હાલની વિકટ ઘડીએ આપણી શ્રદ્ધાને ડગાવે અને આવી નિરાશા ઉત્પન્ન કરે એવું ઘણું એ છે એ હું સ્વીકારૂં છું. આપણા વચલા અને નીચલા વર્ગના લોકોની સ્થિતિ દેશના ઘણા ભાગોમાં ધીમે ધીમે પણ હરહમેશ અધિક અધિક નબળી થતી જાય છે. અને હાલ આપણે જે

મહાયુદ્ધમાં મચેલા છીએ તેમાં અનેક દિશાએ આપણી હાનિ થતી ચાલી છે. પણ મને ખાતરી છે કે એ રડયું ખડયું વાદળું તો ચાલ્યું જનાર છે, અને ગમે તેમ હોય તોપણ જો આવી નિરાશાને અધીન થઇએ તો, રાનડેએ આપણે માટે જે કાર્ય કીધું છે અને આપણે માટે જે વારસો તે મૂકી ગયા છે તેને માટે આપણે આપણી અયોગ્યતા દાખવીએ છીએ. તેમનો દેહ પડયો ત્યારે આપણે એમને માટે કેટલું રોયા હતા તે તમોને ખબર છે. આ દેશમાં આટલો સાર્વત્રિક શોક અગાઉ કદી જોવામાં આવ્યો ન હતો. જાણે દેશના ઉપર શોકનું એક મહા મોજું ફરી વળ્યું હતું, અને સમસ્ત દેશના પ્રત્યેક જણ, ઉંચનીચ, રંક રાયને તેની સરખી અસર થઇ હતી. પણ માત્ર તેમનાથી પડેલી ખોટ માટે રડવામાંજ આપણી કૃતકૃત્યતા નથી. એમનો જીવન સંદેશ આપણે, અને ખાસ કરીને આપણા યુવાનોએ પવિત્ર અને બંધનકારક સમજવો જોઇએ. જે સિદ્ધાન્તો માટે એમણે એમની ઉમ્મર ગુજારી—સૌને માટે અધિક સમાનતા, અને મનુષ્ય તરીકે મનુષ્યના ગૌરવનો સ્વીકાર,—તે કોઈ કોઇવાર ગમે તેટલી નિરાશા કેમ નહિ થાય તોયે અંતે સફળ થયા વિના રહેનાર નથી. પણ તે સફળતા સત્વર આણવા માટે આપણે સૌ મથી શકીએ એમ છે, અને આમાંજ આપણી જીંદગીનું ખરૂં ગૌરવ રહેલું છે.

### "માતૃભૂમિને માટે કર્મ અને આત્મભોગ."

રાનડે આપણે માટે આ સંદેશ મૂકી ગયા છે. અને મિત્રો, આપણી માતૃભૂમિની વર્તમાન સ્થિતિ ગમે તેવી હોય તો પણ તે આપણા ઉત્તમોત્તમ કર્મની અધિકારી છે, આપણા ઉચ્ચોચ્ચ

આત્મભોગની અધિકારી છે. એકવાર પ્રજાના જીવનમાં જે કાંઇ મોટું અને ઉમદા ગણાય તેની તે ભૂમિ હતી– ઉમદા ધર્મની, ઉમદા તત્વદર્શનની, સાહિત્યની અને સર્વ પ્રકારની કલાની તે ભૂમિ હતી આ મોટો વારસો આપણો છે: અને જો આપણે એટલું લક્ષમાં રાખીએ અને તેનાથી આપણા શિર ઉપર પડતી ભારે જવાબદારી લક્ષમાં રાખીએ, જો આપણે પોતાના આત્મા સાથે સાચા રહીએ, અને આપણા સદ્દગત ગુરુના ભાવથી એ ભૂમિને માટે જીવન વ્યતીત કરવાને અને કામ કરવાને તૈયાર થઇએ તો તેનું ભાવી તેના ભૂતને અણુછાજતું થશે એમ માનવાનું કશું કારણ નથી.



[ ૨ ]

## દાદાભાઈ નવરોજી.*

[ દાદાભાઈ નવરોજીની ૮૧ મી જન્મતિથિ ઉજવવા માટે સને ૧૯૦૫ ના સપ્ટેંબર માસમાં મુંબઇમાં મળેલી એક જાહેર સભાના અધ્યક્ષ તરીકે નામદાર ગોખલેએ આપેલું ભાષણ. ]

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, આ પ્રસંગે અધ્યક્ષસ્થાન લેવાનું કહીને તમે જે માન આપ્યું છે તે માટે હું તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું. આવા પ્રસંગ ઉજવવામાં અગ્રભાગ લેવાનું કહેવામાં આવે એ, મારે મને તો, એક મહદ્‌ભાગ્ય છે. કોઇ વ્યક્તિની જન્મતિથિ જાહેરમાં ઉજવવી, એ કોઇપણ દેશમાં એક અપૂર્વ પ્રસંગ તરીકે લેખાય જ, અને જ્યારે આજ બન્યું છે તેમ એવા પ્રસંગે તે વ્યક્તિને બહુમાન દેવા માટે અનેક જાતિ અને ધર્મના લોકો સામેલ થાય ત્યારે તો તે પ્રસંગનું મૂલ્ય શતગણું વધે છે. આ દેશના તમામ વર્ગના લોકો જે એમને માટે ઉંડો ભક્તિભાવ ધરાવે છે તેની, દાદાભાઇને, એમના યશસ્વી દીર્ઘાયુમાં, અસંખ્યવાર પિછાન મળી હશે; પણ એમની પ્રત્યે ભક્તિ અને કૃતજ્ઞતા દાખવવાનો કોઇપણ પ્રસંગ, એમના માનમાં કરવામાં આવેલો કોઇપણ અતિ-ઉત્સાહ ભર્યો સમારંભ, મુંબઇમાંજ નહિ પણ આખા ભારતમાં સર્વત્ર ઉજવાતા એમની જન્મતિથિના આ વાર્ષિક સમારંભની સાથે મહત્ત્વમાં બરાબરી કરી શકે કે કેમ, એ બાબત મને શંકા છે.

* " ના ગોખલેનાં વ્યાખ્યાનો " પ્રથમ ભાગમાંથી ભાષાન્તરકર્તા ભાઈશ્રી મહાદેવ હરિભાઇ દેસાઈના આભાર સાથે.



મહર્ષિ દાદાભાઇ નવરોજી

A 3018—Lakshmi Art, Bombay, 8

ગૃહસ્થો, આજે આ જંગી મિજલસ મળી છે તે શું સૂચવે છે ? દાદાભાઇએ, અત્યાર સુધીમાં તમામ જાતિના અને તમામ ધર્મના એમના દેશબંધુઓના હૃદયમાં, એવું સ્થાન મેળવ્યું છે કે જેને માટે ભલભલા નરાધીશો પણ ઝંખના કરે, અને જેની તુલના માનવજાતિના જે મહાન્ ગુરુઓ મનુષ્યોના વિચાર, આશા અને અને જીવન ઉન્નત કરીને તેમના હૃદયમાં ઉચ્ચ સ્થાન લે છે તેમની સાથે જ ખરી રીતે કરી શકાય. આવું સ્થાન એમણે મેળવ્યું છે તેનું કારણ શું ? ગયા પચાશ વર્ષ થયાં આપણે એમને એક મોટા રાજકીય નેતા માનીએ છીએ, આપણા કાળના ધુરંધર નેતા માનીએ છીએ; તેટલુંજ કારણ બસ નથી. આપણી નિઃસીમ ભક્તિ એમને ચરણે આપણે ધરીએ તેનું ખરૂં કારણ તો એ છે કે એ આપણી ભૂમિમાં જે કાંઇ ઉચ્ચ અને ઉદાત્ત મનાયું છે તેની મૂર્તિ છે, અને ભવિષ્યના આપણા રાષ્ટ્રીય અભિલાષોના પવિત્ર પ્રતિનિધિ રૂપ છે. આ સ્થિતિ એમણે, આપણામાંના ઘણાએકના જન્મ અગાઉની પ્રાપ્ત કરેલી છે, અને અહીં ભાગ્યેજ કોઇ એવા હશે કે જેમનામાં રાષ્ટ્રીયતાના ભાનનો ઉદય એમના ઉપદેશ અને એમના દૃષ્ટાન્તથીજ ન થયો હોય. ગૃહસ્થો, ૮૦ વર્ષ ઉપર, દાદાભાઇના જન્મ વખતે કોઇએ જો એવું ભવિષ્ય ભાખ્યું હોત કે એઓ એક દિવસ એક થયેલા ભારતના અતિ શ્રદ્ધાસ્પદ પ્રમુખ તરીકે આગળ આવશે તો તેને સૌએ ઉન્મત્ત તરંગી તરીકે ગણી નાંખ્યો હોત. સને ૧૮૨૫ માં મરાઠાઓની સત્તા તાજીજ ઝાંખી થયેલી હતી, અને જો કે બ્રિટિશ રાજકર્તાઓની પ્રથમ પેઢી,–જેમનામાં અગ્રગણ્ય તરીકે એલ્ફિન્સ્ટનનું નામ સદા સ્થાયી રહેશે–તેમણે ચાલે પાડવાનું કામ શાણી અને ઉદાર રાજનીતિથી હાથ ધર્યું હતું, છતાં

આ તરફના લોકો સ્વાભાવિક રીતે ખિન્ન અને અસંતુષ્ટ રહેતા, અને કોઇક દિવસ આપણું રાજ્ય પાછું થશે એવી ઝંખના કર્યા કરતા. પાશ્ચાત્ય શિક્ષણ તો ત્યારે શરૂએ ભાગ્યેજ થયું 'તું–સને ૧૮૩૩ નો ચાર્ટર એકટ તો હજી થવાનો હતો–અને આ વિશાળ દેશના જૂદા જૂદા ભાગો એક મતના અને એક મનોરથના થઇ એકત્ર થશે એવો ખ્યાલ, આજે એકત્ર એશિયાનો ખ્યાલ આપણને નથી આવી શકતો તેમ, મનમાં પણ ભાગ્યેજ આવી શકયો હશે. દેશના વહીવટમાં, ખાસ કરીને શિક્ષણની બાબતમાં, બ્રિટિશ રાજ્યની જે શાણી અને ઉદાર રાજ્યનીતિ ચાલે છે તેને ધન્ય છે કે જે વેળા કલ્પનામાં આવવી એ કઠણ હતી, તે આજ નજરે જોવામાં આવતી થઇ છે. નવીન વસ્તુસ્થિતિ અને તેથી ઉદય પામેલી આશાઓનો ખરો મર્મ સમજીને તે આશાઓ બર લાવવા માટે જીવતોડ મથન કરવાનું માન દાદાભાઇ અને તેમની સાથે કામ કરનારા આદ્ય હિંદહિતૈષીઓને ઘટે છે. ત્યાર પછી, દેશસેવકોની એક પેઢી તો કાર્યક્ષેત્રમાંથી ખસીએ ગઇ છે, અને તે પછીની પેઢીના પણ હવે ગણ્યા ગાંઠયા જણ આપણા માર્ગદષ્ટા તરીકે રહ્યા છે. ચિરંજીવો તેઓ! પણ દાદાભાઇ તો પ્રથમથી તે અદ્યાપિ પર્યંત સહુ પ્રવૃત્તિના ધુરંધરજ રહ્યા છે, અને વૃદ્ધાવસ્થા કે નિરાશા તેમનો ઉત્સાહ મોળો પાડી શકયા નથી, તેમ એમના બહાર રહેવાને કારણે એમના દેશબંધુઓની ઉપરનો એમનો કાબુ લવલેશ ઓછો થયો નથી. નાના પાયા ઉપરથી આજની સ્થિતિએ ચઢેલી હાલની રાજકીય ચળવળને એમણે પોતાના બાળકવત્ ગણીને કુમળી કાળજીથી ઉછેરી છે. તેના વિજય પરાજયને એમણે પોતાના જીવનના વિજય પરાજય માન્યા છે, અને તેની સર્વે દશાઓના–તેનું ભવિષ્ય ઉજ્જવલ

હતું ત્યારની, અને આકાશ મેઘાચ્છન્ન હતું ત્યારની દશાઓના-તેઓ સાક્ષી છે. એટલે આજે દાદાભાઇના જન્મની પુણ્યતિથિ ઉજવીને, આજ પચાશથી વધારે વર્ષ થયાં જેઓ આપણાં મથનો અને મનોરથોની પ્રત્યક્ષ મૂર્તિ સમા રહ્યા છે તેમને આપણે માન આપીએ છીએ, અને સર્વ શક્તિમાન શંકરનો આજ ખરા અંતરથી પાડ માનીએ છીએ કે આપણી માતૃભૂમિની સેવા માટે સંપૂર્ણ નિવેદિત આ જીવન આટલો લાંબો કાળ આપણે માટે ટકી રહ્યું છે.

અને, ગૃહસ્થો, એ જીવનની કથા તે કેમ કહી જાય ! એ જીવનની મધુર સાધુતા, નમ્ર ક્ષમાશીલતા, એની નમ્ર આત્મવિસ્મૃતિ, એની ઉદાત્ત દેશભક્તિ, એનો વિપુલ પ્રેમ, ઉચ્ચ મનોરથોની સાધના માટે એમનું કઠોર તપ—આ બધું વિચારીએ છીએ ત્યારે કોઈ દૈવી સત્તા સમક્ષ આપણે ઉભા છીએ એવું લાગે છે ! બેશક, જે પ્રજા આવો એક નર ઉત્પન્ન કરી શકી તેને માટે આશા રહેવીજ જોઇએ, પછી, એકવાર રાનડેએ કહ્યું હતું તેમ, તે ભલેને ૩૦ કરોડમાં માત્ર એકજ હોય ! પણ મુંબઇના શ્રોતાજનો આગળ દાદાભાઇનાં ચારિત્રનું ગુણગાન કરવાની હું જરૂર જોતો નથી. બહેતર છે કે આપની રજાથી જે બે પાંચ મીનીટ હજી હું બોલવા ધારૂં છું તેટલામાં, હાલ કંઇક વિવાદનો વિષય થયેલા એમના મુખ્ય મુખ્ય ઉપદેશો હું સંક્ષેપે કહું. બ્રિટિશ રાજ્યથી આપણને જે મ્હોટા લાભો થયા છે તેનો સાભાર સ્વીકાર, દાદાભાઇના કરતાં કોઇએ વિશેષ દિલોજાનીથી કર્યો નથી. પણ આ લાભોને કલંકિત કરનારાં બે અનિષ્ટો—આર્થિક અને એક નીતિગત—સૌથી પ્રથમ એમનાંજ લક્ષમાં આવ્યાં હતાં, અને એમેણે પોતાની લાંબી કારકીર્દિ દરમ્યાન

રાજકર્તી પ્રજાને તેનું ભાન કરાવવાને સતત પ્રયત્ન ચાલુ રાખ્યા છે. આર્થિક અનિષ્ટ તે આ દેશમાંથી પ્રતિવર્ષ ચાલી રહેલી ધનની ધારા વા દ્રવ્યશોષણ; અને નીતિગત અનિષ્ટ, આખી પ્રજાને ઉંચી અને જુમ્મેદાર જગ્યાઓથી દૂર રાખીને વામનજી જેવી બનાવી દીધી છે, તે. હવે મારા મને તો આ બન્ને બાબતમાં દાદાભાઇનો પક્ષ તોડયો તુટે એમ નથી. દ્રવ્યશોષણનો પ્રશ્ન પ્રથમ લેશું. આ બધાં વર્ષ દાદાભાઈ પ્રતિપાદન કરતા આવ્યા છે કે હર વર્ષ દેશનું પુષ્કળ દ્રવ્ય બહાર વહી જાય છે, અને તેનો કશો દેખાતો બદલો દેશને મળતો નથી. અને આમાં યુરોપિયન અમલદારો લાંબી રજા ઉપર જાય છે તેમના પગારો, યુરોપિયન લશ્કર માટે વૉર ઑફિસને આપવાનું ખર્ચ અને હિંદુસ્થાનની સરકારના ઇંગ્લંડમાં કરવામાં આવતા બીજા ખર્ચનોજ સમાવેશ થાય છે, એટલુંજ નહિ પણ યુરોપિયન વેપારીઓએ દેશમાં મેળવીને બહાર મોકલેલા નફાનો, તથા અંગ્રેજ વકીલો, ડાકટરો, અને દિવાની અને લશ્કરી નોકરીમાં રહેલા યુરોપિયનોનાં બચાવેલાં નાણાંનો પણ સમાવેશ થાય છે. અને દાદાભાઇની ગણત્રી એવી છે કે આ ધનધારાનો આંકડો વર્ષ દહાડે બે કરોડ થવા જાય છે. હવે, આ દ્રવ્યશોષને વ્યવહારોપયોગતા અથવા રાજકીય આવશ્યકતાના કારણે ગમે તેટલું ન્યાય્ય ભલે ઠરાવવામાં આવે, પણ કેવળ આર્થિક દૃષ્ટિ બિન્દુથી જોતાં તો દેશમાંથી આટલું ધન તણાઇ જાય છે એ ચોક્કસ છે; કારણ તેના બદલામાં દેશમાં કશું રહેતું નથી. સામાન્ય વસ્તુસ્થિતિમાં તો આ લોકો જે નોકરી બજાવે છે તે હિંદીઓ પોતે પણ બજાવી શકે તેમ છે, પણ હાલના અસાધારણ સંજોગોમાં તેઓ હિંદીઓની જગા પચાવી પડયા છે, અને અવેજમાં કશું

દેશમાં મુકી ગયા સિવાય આટલું દ્રવ્ય બહાર તાણી જાય છે. હવે, હિંદુસ્તાન તવંગર દેશ હોત તોએ વર્ષોવર્ષ આમ નાણું તણાઇ જાય એ કાંઇ નાની સૂની વાત નહિ ગણાત, પણ હાલ તો દરેક તરફથી અને સરકાર કરે તે સઘળું સારૂં કરે છે એવું અસલથી પ્રતિપાદન કરનારાઓ તરફથી પણ કબુલ કરવામાં આવે છે કે હિંદ જગતના અતિ રંક દેશોમાંનો એક છે. અને દાદાભાઇનું એવું કહેવું છે કે વર્ષોવર્ષ દેશમાંથી તણાઇ જતાં નાણાંને લીધે ખરી રીતે કહીએ તો દેશમાં સંચય કરવાનું કાંઇ રહેતુંજ નથી, અને ઉદ્યોગનો આધાર મૂડી ઉપર છે, અને મૂડી સંચયમાંથીજ પેદા થઇ શકે છે તે કારણને લીધે, આ દ્રવ્યશોષણના પરિણામે દેશની ઔદ્યોગિક ખીલવણી દેશનાં સંતાનોથી થવી લગભગ અશકય થાય છે. ઉંચા અને જુમ્મેદારી ભરેલા ઓદ્ધાએ.માંથી આપણને બાતલ રાખવામાં આવે છે, તે વિષે પણ તેમનું કહેવું એટલુંજ સ્પષ્ટ છે. જ્યારે સરકારી નોકરીની ઉંચા દરજ્જાની જગ્યા મેળવવા માટે આપણે હીલચાલ કરીએ છીએ, ત્યારે આપણે આપણા દેશજનો માટે કેટલીક વધારે જગ્યાઓ માગીએ છીએ એટલુંજ નથી; જો કે તેટલુંજ હોય તોએ તેમાં કાંઇ નામોશી ભરેલું નથી પણ ખરી રીતે જોતાં, આપણે તો રાજ્યની જવાબદારીમાં ભાગ માગીએ છીએ. જે જગાઓ ઉપર કામ કર્યાથી યુકિતમત્તા, ચારિત્રબળ અને ચાહે તેવાં કામ ઉપાડવાની શકિત વધે, અને જે શકિતઓને લીધેજ ખરી રીતે રાજકાજ કરનારા પુરુષો, અને માત્ર વશવર્તી રહેનારા પુરૂષો વચ્ચે ભેદ પડે છે તે શકિતઓ ખીલાવે, એવી જગ્યા આપણા દેશમાં આપણે મેળવવી છે. વારૂ, ત્યારે કેટલાક ટીકાકારો કહે છે, કે દાદાભાઇ તો હમણાં હમણાં બહુજ કડવી ભાષા વાપરે છે, અને તેવી

ભાષાથી તો રાજકર્તા વર્ગનાં માણસોમાં માત્ર ઇતરાજીજ ઉત્પન્ન થવાનો સંભવ છે. હવે, ગૃહસ્થો આવી ફરિયાદ કરનારા લોકોને હું એક બે બાબતો વિચારી જોવાની વિનંતિ કરીશ. સૌ કોઇ જાણે છે કે આખા જગતમાં દાદાભાઇના જેવા નરમ માણસ જુ વિરલ હશે. આવા માણસને જ્યારે કડવી ભાષા વાપરવાની ફરજ પડે, ત્યારે વસ્તુસ્થિતિમાંજ કંઇક એવું હોવું જોઇએ કે જેને લીધે એમને આટલું તપવું પડે. આ કારણથી એમને તપીને બોલાવવાની જવાબદારી તે વસ્તુસ્થિતિ ઉત્પન્ન કરનારાઓને શિર છે, દાદાભાઇને શિર નથી. વળી, દાદાભાઇના છેક પૂર્વાવસ્થાના લેખો જુઓ; મધ્યાવસ્થાના એ જુઓ; અને હું બેધડક કહી શકું છું કે એ લેખોમાંનો એક પણ શબ્દ કોઇ એવો નહિ કાઢી આપી શકશે કે જે કડવો કહી શકાય. જો હમણાં કેટલોક કાળ થયાં એઓ એવી ભાષા વાપરવા લાગ્યા છે કે જે કદાચ કોઇને બહુ કડક લાગે, તો તેનું કારણ એટલુંજ છે કે આટલાં વર્ષો થયાં એમનું સઘળું કથેલું અરણ્યરુદન જેવુંજ રહ્યું છે. બીજું કારણ એ કે તેમને તેમજ આપણને સૌને એમ લાગે છે કે બ્રિટિશ રાજ્યના અદલ આદર્શો હાલ કેટલાંક વર્ષો થયાં ઉતરતા જતા ચાલ્યા જાય છે. આ ઉપરાંત, સભાસદો અને સદ્‌ગૃહસ્થો, પોતાને જે સત્ય લાગે છે તે, મારા તમારા જેવા ઢાંકોઢુમો કરીને કહે તેમ નહિ પણ ચોખ્ખું અને ચટ કહેવાનો દાદાભાઈ જેવા વયોવૃદ્ધ અને દેશના પરમ હિત માટે જીવન અર્પણ કરનારા પુરુષને અધિકાર છે. મારે મને તો દાદાભાઇ આજે પોતાના દેશબંધુઓનાજ નહિ પણ દેશના રાજકર્તાઓના પણ ગુરુને સ્થાને છે. અને ગુરુજી તો સત્યને સુંદર અને રોચક શબ્દોથી શણગાર્યા વિના સ્પષ્ટ અને ઉઘાડુંજ કહે છે એવી ફરિયાદ

કોઇ કરે ખરો કે ? ગૃહસ્થો, આવી ફરિયાદ કોઇ કોક વાર અંગ્રેજ લોકો કરે તો મને તે કાંઇ બહુ લાગે નહિ, પણ ખરેખર જેમણે પોતે દેશને માટે કંઇજ નહિ અથવા તો જૂજ જેવું કીધું છે તેવા આપણા દેશી ભાઇઓ બેધડક એમ કહે કે કડક ભાષા વાપરીને દાદાભાઇ જ દેશહિતને હાનિ પહોંચાડે છે તો તે હું લેશમાત્ર સહન કરી શકું એમ નથી. નહિ, ભાઇ નહિ, દાદાભાઇ કડક કે નરમ, સુઝે તેવી ભાષા ભલે બોલતા, આપણે તો તેમના ઝુંડા તળેજ છીએ. દાદાભાઇને જે તરછોડે તે આપણને જોઇતો નથી, તે આપણોજ નથી.

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, હવે આપને હું વધુ રોકવા માગતો નથી. પણ હું બેસી જાઉં તે પહેલાં તમારામાંના યુવકોને હું એકાદ બોલ ઉપદેશનો કહી લઉં. યુવક મિત્રો, પ્રભુએ દાદાભાઇના જીવનથી કેવું ભવ્ય દૃષ્ટાન્ત તમારી સમક્ષ મૂકયું છે ! એમના ભવ્ય જીવનના મનનથી તમારામાં જે ઉત્સાહ પ્રગટયો છે તે, માત્ર તેમનું નામ સાંભળી તમે જે આનંદોદ્ગાર કરો છો તેટલામંજ આવિર્ભાવ પામે તો પુણ્યતિથિ ઉજવવાનો હેતુ ભાગ્યેજ સધાયો કહેવાશે. એ જીવનમાંથી મળતા બોધ ઉપર મનન કરવાનું અને તેને તમારાથી બને તેટલે અંશે વિચાર અને આચારમાં ઉતારવાનું કહું છું, કે જેથી કરીને વખત જતાં એ ઉચ્ચ ગુણો તમારા જીવનનાં સ્વાભાવિક લક્ષણો બની રહે. બંધુઓ, પરમ કૃપાળુ સર્વજ્ઞ ભગવાન જૂદી જૂદી પ્રજાને જૂદે જૂદે વખતે, સૌ સૌની જરૂરીઆત પ્રમાણે એવા મહાપુરુષો આપે છે, કે જેઓની જ્યોતિ જગતના પામર જનોનો પંથ ઉજાળે છે. હું નિઃસંદેહ કહું છું કે દાદાભાઇ આપીને પ્રભુએ આપણને એવા એક મહાપુરુષ આપ્યા છે. મારે

મને તો દાદાભાઈ જગતના કોઇપણ દેશમાં ઉત્પન્ન થયેલી ઉચ્ચોચ્ચ પ્રતિની દેશભક્તિના એક સર્વશ્રેષ્ઠ નમુના છે. અલબત, આપણે કોઇ એમની કીર્તિ કે કાંઇકે એમના જેવી કીર્તિ પ્રાપ્ત કરી શકવાના નથી જ. તેમજ એમના અચલ સંકલ્પ, એમની ઉદ્યમ કરવાની ચમત્કારિક શકિત અને એમની ઉંચી કોટિની મનોન્નતિ પણ કોઈકમાંજ આવી શકે. પણ આપણે સૌ જાતિ અને ધર્મના ભેદ સિવાય દેશને માટે તેમના જેટલો અનુરાગ રાખી શકીએ; આપણે સૌ જે મહાકારણને માટે તેમણે એકનિષ્ઠાથી પોતાનું જીવન અર્પણ કીધું છે તેને માટે કાંઇક ભોગ તો આપી શકીએ છીએ. દાદાના જીવનમાંથી મળતો, માતૃભૂમિને માટે આત્માર્પણનો પરમ બોધ તો નિદાન આપણે લઇ શકીએ. અને જો આપણા યુવકો એટલોજ બોધ પોતાના જીવનમાં રહેજ સહાજ પણ ઉતારશે તો, વખતો વખત કાળાં વાદળ દેખા દેતાં છતે પણ ભવિષ્ય ઉજળું આશાભર્યુંજ આવનાર છે.

## परिशिष्ट ख.

# ગીરમીટ પદ્ધતિ.

[ તા. ૪થી માર્ચ, ૧૯૧૨ ના રોજ નામદાર ગોખલે, વાઈસરોયની ધારાસભામાં, હિંદમાંથી ગીરમીટીઆ મજુરોને લઈ જતા અટકાવવાની ભલામણ કરવાનો ઠરાવ રજુ કરતાં, નીચે પ્રમાણે બોલ્યા હતા;- ]

નામદાર સાહેબ, હું નીચે પ્રમાણે ઠરાવ રજુ કરૂં છું:—

" આ સભા ગવર્નર જનરલ અને તેમની કાઉન્સિલને ભલામણ કરે છે કે ઈંગ્લંડમાં અથવા કોઇપણ બ્રિટિશ વસાહતમાં હિન્દી મજુરોને ગીરમીટથી લઇ જતા અટકાવવાને હિન્દી સરકારે જરૂરી ઉપાયો યોજવા."

**પાછલો ઇતિહાસ.**

નામદાર સભ્યોને યાદ હશે કે બે વર્ષ ઉપર નાતાલના વસાહત સારૂ હિન્દમાંથી ગીરમીટીઆ મજુરો લઈ જતા અટકાવવાની ગવર્નર જનરલને સત્તા આપવાની ભલામણ કરવાનો ઠરાવ આ સભાએ પસાર કર્યો હતો. સરકારે તે ભલામણ સ્વીકારી હતી અને અમલમાં મૂકવા માટે કાયદા પ્રમાણે જોઈતી જરૂરી સત્તા મેળવી હતી, અને નાતાલ વિરૂદ્ધ નવા કાયદાનો અમલ ગયા જુલાઈ માસની પહેલી તારીખથી કરવામાં આવ્યો હતો. આજે હું, આ સભાને, આ બાબતમાં એક પગલું આગળ ભરવાની વિનંતિ કરૂં છું: અને ગીરમીટ પદ્ધતિ તદ્દન નાબુદ કરવાની ભલામણ કરૂં છું. એ વાત ખરી છે કે બે વર્ષ ઉપરનો ઠરાવ આ સભાએ, મુખ્યત્વે કરીને, દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ તરફ ખરાબ વર્તન ચલાવવામાં આવતું તથા તેમનું નિરંતર અપમાન કરવામાં આવતું તેના પ્રતિકાર તરીકે સ્વીકાર્યો હતો. પરંતુ મેં તો સભામાં તે વખતે પણ જણાવ્યું હતું

તેમ મારો પોતાનો મત તો, પ્રતિકારના પ્રશ્નને બાજુએ રાખતાં પણ. આ પદ્ધતિને નાબુદ કરવી જોઇએ એવો હતો. કારણ આ પદ્ધતિ સ્વભાવેજ ખરાબ છે. આ પદ્ધતિના સ્વરૂપનો પૂર્ણ ચિતાર આ સભાને આપવાની ભાગ્યેજ જરૂર છે. તેનાં મુખ્ય લક્ષણ ૭ ગણી શકાયઃ (૧) આ પદ્ધતિથી મજુરો, દૂરના અજાણ્યા દેશમાં જવા માટે બંધાય છે; ત્યાંની ભાષા તથા રીતરિવાજોથી તેઓ અજ્ઞાન હોય છે અને ત્યાં તેમનું કોઇ સગુંવ્હાલું હોતું નથી. (૨) જે માલેકના ભાગમાં તેઓ આવે તેના હાથ નીચે કામ કરવા તેઓ બંધાયલા હોય છે. તેને તેઓ ઓળખતા હોતા નથી અને તે તેમને ઓળખતો હોતો નથી. તેની પસંદગી કરવાનું કામ તેમના હાથમાંજ હોતું નથી. (૩) માલેકની જમીન ઉપર વસવાને તેઓ બંધાયલા હોય છે. ત્યાંથી તેઓ ખાસ રજાચિઠ્ઠી વિના બીજે કયાંય જઇ શકતા નથી અને તેમને સોંપેલું કામ ગમે તેવું ત્રાસદાયક હોય, છતાં તે કરવુંજ પડે છે. (૪) આ બાંધણી, અમુક વર્ષની, ઘણુંખરૂં પાંચ વર્ષની હોય છે. તે મુદત પૂરી થતા સુધીમાં તેઓ કરારમાંથી પોતાની મરજી પડે ત્યારે છુટા થઇ શકતા નથી. તેમને ગમે તેવી અસહ્ય હાડમારી ભોગવવી પડે તો પણ તેમાંથી છુટવાનો તેમના હાથમાં કાંઇ ઇલાજ હોતો નથી. (૫) આ મુદત પૂરી થતા સુધી તેઓ અમુક મુકરર કરેલા દરે મજુરી કરવા બંધાયલા હોય છે. મજુરીનો દર જોઇએ તે કરતાં ઓછો હોય છે અને તેજ સ્થળે કામ કરતા સ્વતંત્ર મજુરોના દર કરતાં તો ઘણોજ ઓછો હોય છે. (૬) છેલ્લું અને ૭ લક્ષણ મારા વિચાર પ્રમાણે આ પદ્ધતિનું ખરાબમાં ખરાબ લક્ષણ છે. મજુરોને જે ખાસ કાયદાની હકુમત નીચે રહેવું પડે છે, તે કાયદો તેમને પોતાનો દેશ છોડતાં પહેલાં સમજાવવામાં આવતો નથી. તેની ભાષા તેઓ જાણતા નથી હોતા અને કરાર પાળવામાં

થતી નજીવી ભૂલો જેને માટે તેમને દિવાની રાહે જવાબદાર ગણી શકાય, તેને માટે આ કાયદાની રૂઇએ તેઓ ફોજદારી ગુન્હાને પાત્ર થાય છે. ઠગાઈ કે છેતરપીંડી માટે નહિ, પરંતુ કાંઇ ગફલત કે બિન-કાળજી સારૂ અથવા કેટલીકવાર તો તેમના ઉપરી મુકાદમ તરફ એકાદ ઉદ્ધતાઇભિર્યો શબ્દ બોલવા માટે અથવા તેવો કાંઇક ચાળો કરવા માટે આ કાયદામાં બબ્બે અને ત્રણ ત્રણ માસની સખ્ત મજુરી સાથેની કેદની સજા લખેલી છે. નામદાર સાહેબ, આ પદ્ધતિનાં મુખ્ય લક્ષણો આ છે. હવે કેવી જાતના માણસો આ પદ્ધતિના ભોગ થઇ પડે છે તેનો વિચાર કરો. આ દેશના ગરીબમાં ગરીબ વર્ગના, ભોળા, અજ્ઞાન, નિરક્ષર, સાધનહીન લોકોને, મજુરોની ભરતી કરનારા લુચ્ચા દલાલો, ગમે તેવી ખરી ખોટી હકીકતો કહીને આવી જાતનો કરાર કરવાને લલચાવે છે—અથવા વધારે ખરૂં કહીએ તો તેમને તેમાં ફસાવે છે. આ દલાલોને જેટલા મજુરો લાવી આપે તે ઉપર માથાદીઠ અમુક રકમ મળે છે અને મજુરને પરદેશ મોકલનારા આડતીઆને સોંપી દીધો કે તેમનું કામ પૂરૂં થાય છે. આ અન્યાયથી ભરેલી, આરંભમાં જ છળકપટવાળી અને જબરદસ્તીથી ટકાવી રાખેલી પદ્ધતિને કોઇ પણ ન્યાયી માણસ રાક્ષસી કહેતાં આંચકો નહિ ખાય. ન્યાય અને જનદયાના વર્તમાનમાં પ્રવર્તતા વિચારોથી આટલી ઉલટી આ પદ્ધતિ જે દેશ સાંખી શકે, તે દેશની સંસ્કૃતિ ઉપર તે એક ભારે કલંક સમાન છે, એમ કહેવામાં કાંઇ વાંધો નથી. હવે આ પદ્ધતિના મૂળ અને ઇતિહાસ તરફ જરા નજર ફેરવશો તો ત્રણ બાબતોજ આ પદ્ધતિને ધુત્કારી કાઢવા માટે બસ છે. (૧) ગુલામીની પ્રથા બંધ થયા પછી તેની અવેજીમાં આ ગીરમીટ પદ્ધતિ અસ્તિત્વમાં આવી છે. આ વાત સર્વમાન્ય છે અને

અત્યારે મારા હાથમાં લૉર્ડ સૅન્ડર્સનની કમિટીનો અહેવાલ છે તેમાં પહેલેજ પાને તેમણે આ વાત આગળ મૂકી છે. (૨) આ પદ્ધતિથી તદ્દનો સ્વતંત્ર થયેલો સીધી પણ જે સ્થિતિ સ્વીકારવાનું ધિક્કારી કાઢે, તે સ્થિતિમાં સ્વતંત્ર હિંદીઓને મૂકવામાં આવે છે. વધારે લાગી આવે એવું તો એ છે કે સરકાર એટલે હિંદની સરકાર તેમ / ઇંગ્લંડની સરકારને આ સવાલ હમેશાં ખટકયાં કરેલો છે. તે એટલા ઉપરથી જણાઇ આવે છે કે તેમણે આ પદ્ધતિના કામકાજ સંબંધે વારંવાર તપાસ ચલાવી છે, તેના અનિષ્ટોને લીધે તે વખતોવખત બંધ પણ કરી છે, છતાં વસાહતી વાવેતર કરનારાઓના દબાણને લીધે કચવાતે મને તેમણે તે ફરી ચલાવી છે. આ સવાલ સંબંધે સૌથી પહેલી અને કેટલેક દરજ્જે સર્વથી વધારે અગત્યની તપાસ શરૂઆતમાંજ ઇંગ્લંડની પાર્લામેન્ટે લીધેલા ઉપાયોને લીધે થઇ હતી. હું આગળ જણાવી ગયો તે પ્રમાણે આ પદ્ધતિ ગુલામગીરી રદ થયા પછી ઇ. સ. ૧૮૩૪ની સાલમાં હસ્તિમાં આવી. ઇ. સ. ૧૮૩૭માં તે તરફ પાર્લામેન્ટનું ફરી ધ્યાન ખેંચાયું અને તે ઉપર જે વિવાદ થયો તેમાં લૉર્ડ બ્રુમે અને મિ. બક્સટને તથા તે સમયના બીજા મ્હોટા અંગ્રેજોએ, તેને ઘણીજ સખ્ત ભાષામાં ધિક્કારી કાઢી. એનું પરિણામ એ આવ્યું કે એ પદ્ધતિ એકદમ બંધ કરવામાં આવી અને તેના સ્વરૂપ તથા કામકાજ સંબંધે તપાસ ચલાવવાનો હુકમ થયો. ચાર ગૃહસ્થોની એક કમિટી નીમવામાં આવી અને તેમણે કલકત્તા મુકામે મળીને આખા પ્રશ્ન ઉપર વિચાર ચલાવ્યો. ઘણી કાળજીપૂર્વક તપાસ કર્યા પછી કમિટીએ બે રીપોર્ટ બહાર પાડયા, એક વધુ મતવાળાનો અને બીજો એકમત વાળાનો. કમિટીના ત્રણ સભ્યોએ, એ પદ્ધતિને તદ્દન ધિક્કારી કાઢી અને તે ફરીથી દાખલ ન થવી જોઇએ એવો આગ્રહ કર્યો. માત્ર એક સભ્

મજુરોનું હિત જાળવનારી પોતે સૂચવેલી અમુક શરતો નાંખીને આ પદ્ધતિ ફરી ચાલુ કરવાની તરફેણમાં મત આપ્યો. પછી આ બાબત પાર્લામેન્ટ સમક્ષ આવી. પરંતુ ગુલામગીરી કાઢી નાંખવા માટે કરેલા ભારે પ્રયત્નથી તેના સભ્યો થાકેલા હતા અને વળી વસાહતી વાવેતર કરાવનારાઓના, તેઓ પાયમાલ થઇ જશે એવા નિરંતરના કકળાટથી કંટાળીને, આખરે તેણે માત્ર એક જ મતવાળો રીપોર્ટ સ્વીકારવાનો વિચિત્ર માર્ગ લીધો, અને ત્રણ મતવાળો રીપોર્ટ સ્વીકાર્યો નહિ! આ વખતે આમની સભામાં માત્ર ૧૫૦ સભ્યો હાજર હતા. આને પરિણામે આ પદ્ધતિ ઈ. સ. ૧૮૪૨ માં ફરી શરૂ થઈ. પરંતુ સરકારને આ વાત ખૂંચ્યાં જ કરેલી છે, અને તેને પરિણામે ત્યારબાદ પદ્ધતિના કામકાજ સંબંધે ઘણી તપાસો ચાલેલી છે. એકવાર ફરી પણ, થોડા સમયને માટે આ પદ્ધતિ બંધ થઇ હતી, પરંતુ ફરી વળી વાવેતર કરાવનારાઓની વગને લીધે, દુર્ભાગ્યે તે પાછી શરૂ કરવા દેવામાં આવી છે. હું તમને એના થોડા દાખલા આપું છું. મોરીસમાં આ પદ્ધતિ સને ૧૮૩૪ માં દાખલ કરવામાં આવી હતી. હું ઉપર જણાવી ગયો કે પાર્લામેન્ટમાં થયેલી ચર્ચાને લીધે તે સને ૧૮૩૭ માં બંધ કરવામાં આવી હતી, અને પછી આમની સભાએ કમિટીના માત્ર એક સભ્યનો મત કબૂલ રાખી સને ૧૮૪૨ માં પાછી ચાલુ કરી. વળી પાછી સને ૧૮૪૪ માં તે બંધ કરવામાં આવી, સને ૧૮૪૯ માં પાછી ચાલુ કરવામાં આવી અને માત્ર ગયે વર્ષેજ તેને હમેશને માટે નાબુદ કરવામાં આવી છે. બ્રિટીશ ગીયાનામાં આમની સભાના પ્રયાસથી સને ૧૮૩૮ માં તે બંધ કરવામાં આવી, સને ૧૮૪૪ માં પાછી ચાલુ કરવામાં આવી, સને ૧૮૪૮માં ફરીથી બંધ કરવામાં આવી અને સને ૧૮૫૮ માં પાછી શરૂ થઇ. ત્રિનિદાદમાં આ પદ્ધતિ પાર્લામેન્ટની ઉપર જણાવેલી ચર્ચા પછી

સને ૧૮૫૪ માં શરૂ થઇ, સને ૧૮૪૬માં બંધ પાડવામાં આવી અને સને ૧૮૫૧ માં શરૂ કરવામાં આવી. જમૈકામાં આ પદ્ધતિ સને ૧૮૪૫ માં શરૂ થઇ, સને ૧૮૪૮ માં બંધ થઇ, સને ૧૮૬૦ માં ફરી ચાલુ થઇ, સને ૧૮૬૩ માં ફરી બંધ થઇ, સને ૧૮૬૯માં વળી ચાલુ થઇ, વળી એક વાર સને ૧૮૭૬ માં બંધ થઇ અને સને ૧૮૭૮ માં પાછી ચાલુ થઇ. નાતાલમાં આ પદ્ધતિનો સને ૧૮૬૦ માં આરંભ થયો તે સને ૧૮૬૯ માં બંધ કરવામાં આવી, અને સને ૧૮૭૨ માં તે પાછી ચાલુ થઈ. આસામ જેવા નજીકના દેશમાં પણ આ પદ્ધતિ સને ૧૮૫૯ માં દાખલ કરવામાં આવી હતી અને સને ૧૮૬૧, ૧૮૬૮, ૧૮૮૧ તથા ૧૮૯૫ માં એ સંબંધે તપાસ ચલાવવામાં આવી હતી. આમાં સને ૧૯૦૬ માં કરવામાં આવેલી તપાસ મેં ગણી નથી, કારણ તેનો હેતુ તેનાં અનિષ્ટો સંબંધે તપાસ કરવાનો ન હતો. નામદાર સાહેબ, ઉપર જણાવેલી હકીકત ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે સરકાર હમેશાં આ સંબંધે હમેશાં ડામાડોળ સ્થિતિમાં રહેતી છે; એક તરફ ગોરા વાવેતર કરનારાઓનું આર્થિક હિત જાળવવાની સ્વાભાવિક લાગણી છે અને બીજી તરફ હાલનાં સર્વ રાજ્યોએ સ્વીકારેલા જનદયાના ધોરણ પ્રત્યે માનની લાગણી છે.

**પહેલો વાંધો.**

અત્યાર સુધી હું આ સવાલની ઉપર ઉપરની બાબતો સંબંધે બોલ્યો. હવે આ પદ્ધતિની વિરુદ્ધના મુખ્ય મુખ્ય વાંધાઓ વિગતવાર તપાસીશ અને પછી તેના હિમાયતીઓ તેની તરફેણમાં જે દલીલો રજુ કરે છે તે વિષે થોડુંક બોલીશ. આ પદ્ધતિ વિરુદ્ધ મુખ્ય પાંચ વાંધા છે: પહેલો વાંધો એ છે કે આ પદ્ધતિ બીલકુલ અન્યાય્ય

છે. નામદાર સાહેબ, આ પદ્ધતિમાં ગરીબ લોકો પાસેથી જે કરાર કરાવી લેવામાં આવે છે તેનો ગમે તે અર્થ કરવામાં આવે તોપણ તેને શુદ્ધ બુદ્ધિથી કરેલા કરારનું મ્હોટું નામ આપવું એ તો ભાષાનો દુરુપયોગ કર્યા જેવું છે; કારણ તેમાં સડો છેક મૂળથી લાગેલો છે. ગરીબ મજુરોને સમજાવી પટાવી તેમને સપડાવવાનો ધંધો કરનારા દલાલોનો કોઇ જરા પણ બચાવ કરતું નથી એ બહુ સૂચક વાત છે. એ પણ સર્વમાન્ય છે કે આ દલાલો સાધારણ રીતે કાળા અક્ષરને કૂટી મારે તેવા અને ગમે તે કૃત્ય કરતાં આંચકો ન ખાનારા હોય છે. તેમાંથી જુજ અપવાદ સિવાય કોઇ પણ, જે વસાહત માટે તે મજુરોની ભરતી કરે છે ત્યાં ગયેલો હોતો નથી. અને તેમને માથાદીઠ અમુક રકમ મળતી હોવાથી તેઓ જેટલા બને તેટલા વધારે મજુરોને તેમના પંજામાં ફસાવવાને ગમે તેવા પ્રપંચ રચે છે. પરદેશ જનાર મજુર અને તેના ભવિષ્યના માલેક વચ્ચે આ રાજીખુશીથી થયેલો કરાર છે એમ જણાવી હિંદની સરકાર તેમાંથી ખસી જાય છે. બન્ને પક્ષ જ્યાં આટલી અસમાન સ્થિતિમાં હોય, ત્યાં કરાર વાજબી શી રીતે હોઈ શકે? એક પક્ષ તદ્દન અજ્ઞાન અને નિરાધાર સ્થિતિમાં હોય છે, ત્યારે બીજો પક્ષ સત્તાવાન છે. વળી સામો ગરીબ માણસ કરારથી કેટલા બંધનમાં આવે છે તે તેને જાણવા પણ ન દેવાની તે પૂરી કાળજી રાખે છે. આવા બે પક્ષ વચ્ચે થયેલો કરાર શુદ્ધ બુદ્ધિથી થયેલો કેમ કહી શકાય? દાખલા તરિકે, કરારમાં ફોજદારી ગુન્હાની શરત છે તે લઇએ. ગીરમીટમાં દાખલ થતી વખતે, તેમાં જનારાઓને જે શરતો સમજાવવામાં આવે છે તેમાં ફોજદારી કાયદા નીચે તેમને રહેવું પડશે તે આવી જતી નથી. સેન્ડર્સન કમિટીના રીપોર્ટના સાતમા ભાગમાં, જુદાં જુદાં વસાહતો માટે કરવામાં આવતા કરારના દસ્તાવેજોના નમુના

આપવામાં આવેલા છે. મજુરને ખાસ ફોજદારી કાયદાના અમલ નીચે વસાહતમાં રહેવું પડશે તે વિષે એક શબ્દ પણ કોઇ કરારમાં લખેલો નથી. આ મજુરો પરદેશ જવા તૈયાર થાય તે પહેલાં તેમને માત્ર એકજ વાત સમજાવવામાં આવે છે કે વસાહતોમાં કરાર પ્રમાણે નહિ વર્તવા માટે તેઓ સાધારણ દીવાની રાહે જવાબદાર થશે એટલુંજ નહિ, પરંતુ નજીવા ગુન્હાઓ માટે પણ તેમને સખ્ત મજુરી સાથેની કેદની સજા થઇ શકે એવા ખાસ ફોજદારી કાયદા નીચે તેમને રહેવું પડશે. તો આવા અજ્ઞાન અને નિરાધાર લોકોમાંથી પણ આ દૂર દેશાવર જવા કેટલા તૈયાર થાય છે તે હું જાણવા માગું છું. એટલા માટેજ હું કહું છું કે આ પદ્ધતિમાં સડો છેક મૂળથી લાગેલો છે. એ કરાર વાજબીજ નથી. એ કરાર બે તદ્દન અસમાન પક્ષો વચ્ચે થાય છે અને તેમાંની ખાસ જણાવવા જેવી અહુજ અગત્યની હકીકતથી એક પક્ષને તદ્દન અજ્ઞાન રાખવામાં આવતો હોવાથી તે દૂષિત છે.

## બીજો વાંધો.

આ દેશમાં ખેડુત લોકોના ખાસ રક્ષણને માટે સરકારે વખતોવખત કાયદા ઘડયા છે. દાખલા તરિકે મુંબાઇ ઇલાકામાં દક્ષિણના ખેડુતોને રાહત આપનારો કાયદો ઘડવામાં આવ્યો છે. થોડા સમય ઉપર પંજાબમાં ખેડુતોને પોતાની જમીન વેચાણથી અથવા બીજી કોઇ રીતે બીજાને આપવાના હક ઉપર અંકુશ મૂકનારો કાયદો ઘડવામાં આવ્યો હતો. આવા કાયદા ઘડવામાં મુખ્ય સિદ્ધાન્ત એ છે કે અજ્ઞાન અને સાધનહીન લોકો, સારી સ્થિતિના અને માહિતગાર માણસોની સમાન ગણી શકાયજ નહિ, અને આવા બે પક્ષો વચ્ચે થયેલો કરાર વાજબી ન જ હોય. તેથી સરકારને આવા કરાર કાળજીપૂર્વક તપાસવાનો હક છે, અને તેની ચોક્કસ તપાસ કરીને

કરારનો કેટલે દરજજે અમલ થઇ શકે તે સરકાર નક્કી કરે છે. જ્યાં કરારથી માત્ર દીવાની જવાબદારીજ ઉત્પન્ન થતી હોય છે ત્યાં પણ સરકાર આટલી ચોકસાઇ કરે છે, તો પછી જે કરારથી નિર્બળ પક્ષ ઉપર ફોજદારી જવાબદારી ઉત્પન્ન થતી હોય ત્યાં તો સરકારે ખાસ ચોકસાઈ કરવાની જરૂર છે. તેથી હું કહું છું કે આ પદ્ધતિ તદ્દન અન્યાયયુક્ત છે. આ પદ્ધતિના હિમાયતીઓ જણાવે છે કે વસાહતમાં ગયા પછી મજુરો ઉપર જુલ્મ કે અન્યાય ન થાય તે માટે ઉપાયો યોજવામાં આવેલા છે. દરેક વસાહતમાં " દેશાન્તરનિવાસીઓના રક્ષક* " એ નામનો એક અમલદાર હોય છે અને તે ગીરમીટીઆ મજુરોની ખાસ સંભાળ રાખે છે. બીજું ગીરમીટીઆ મજુરો ઉપર તેમના માલેકો કોઇ પણ જાતનું ઘાતકી વર્તન ચલાવે તો તેની સામે તેઓ કાયદેસર દાદ મેળવી શકે તેટલા માટે મૅજીસ્ટ્રેટો રાખવામાં આવે છે. નામદાર સાહેબ તેમની સલામતી માટે યોજેલા આ ઉપાયો કાગળ ઉપર બહુ સુંદર દેખાય છે; પરંતુ વ્યવહારમાં તો આ બન્ને ઉપાયો મૃગજળ જેવા છે. મજુરોનું રક્ષણ કરનારા અમલદારો અને મૅજીસ્ટ્રેટો વસાહતોની સરકારનાજ માણસો હોય છે. તેઓ ત્યાંના વાવેતર કરાવનારાઓની જાતવાળાજ હોય છે. તેમનાં અને વાવેતર કરાવનારાઓનાં હિત એક હોય છે અને તેથી તેઓ તેમના તરફ સહાનુભૂતિ રાખે છે. મનુષ્ય સ્વભાવજ એવો હોય છે કે જેમની સાથે પોતાને રહેવાનું હોય, જેમની સાથે બેસવા ઉઠવાનું હોય, તેમને નાખુશ ન કરવા—અને તેય વળી ગરીબ, અજ્ઞાન, દૂર દેશથી આવેલા મજુરો માટે? નામદાર સાહેબ, આ સભાને આ બાબતમાં જરાપણ સંશય હોય તો સેન્ડર્સન કમીટીના અહેવાલના

* Protector of Immigrants.

બાજા પુસ્તકમાંથી કેટલીક જુબાનીઓ વાંચવાની વિનંતી કરૂં છું. કમાન્ડર કુમ્બ્સ અને મિ. હીલ નામના બે રક્ષકો તથા મોરીસના એક મૅજીસ્ટ્રેટ મિ. બેટસનની જુબાની જોઇ જવાની હું તમને ભલામણ કરૂં છું. કમાન્ડર કુમ્બસ વેસ્ટ ઇન્ડીઝમાં આવેલા ત્રિનીદાદમાં મજુરોનો રક્ષક હતો. મિ. હીલ સામુદ્રધુનીનાં વસાહતોમાં મજુરોનો રક્ષક હતો અને મિ. બેટસન મોરીસમાં મૅજીસ્ટ્રેટ હતો. આ ત્રણ સાક્ષીઓમાંથી કમાન્ડર કુમ્બસ તો પોતે ગોરા વાવેતર કરાવનારાઓનો મિત્રજ છે એવું નિખાલસ રીતે જણાવે છે. તે કહે છે કે "હું તો માત્ર નામનુંજ મજુરોના રક્ષક તરિકે કામ કરૂં છું. બાકી મારૂં ખરૂં કામ તો જે કામને માટે તેમને લાવવામાં આવે છે તે કામ તેઓ બરાબર કરે છે કે નહિ તે જોવાનું છે." આ વાત તે છુપાવતો નથી. ઉલટ તપાસમાં એમ નીકળે છે કે તે જાતે પણ વાવેતર કરાવે છે, અને વાવેતર કરાવનાર તરિકે તેની લાગણી કોના તરફ વધારે હોય તે કોઈ પણ સહજ સમજી શકશે. જો કે તે એમ જણાવે છે કે "હું પોતે ગીરમીટીઆ મજુરો રાખતો નથી." પરંતુ તેની જુબાનીમાંથી નીકળે છે કે વાવેતર કરાવનારા ગોરાઓની મુશ્કેલીઓથી તે જરા પણ અજાણ નથી. વાવેતર કરાવનારા ગોરાઓ વિષે બોલતાં, આ ગૃહસ્થ હમેશાં 'તેઓ' ને બદલે 'અમે' શબ્દનો ઉપયોગ કરે છે. કામ થઇ શકતું નથી એવી ફરિયાદ કરનારા મજુરોને તેઓ કેવી રીતે સમજાવે છે તે વિષે બોલતાં તે કહે છે: "અમે તેમને બોલાવી મંગાવીએ છીએ અને કહીએ છીએ કે તમને કામ કરવા માટે અહિં લાવવામાં આવ્યા છે. જો તમે કામ નહિ કરો તો તમારે કેદખાનામાં સરકારનું કામ વગર પૈસે કરવું પડશે. એ બેમાંથી તમારે શું પસંદ કરવું એ તમારી મુનસફીની વાત છે."

તેની આખી જુબાની ઉપરથી એમજ જણાઇ આવે છે કે એનું અને વાવેતર કરાવનારા ગોરાઓનું હિત સંપૂર્ણ રીતે એકજ છે, અને તેની મજુરો તરફની વિરુદ્ધતા પણ તેમના જેવીજ છે. આવા માણસને મજુરોના રક્ષકનું નામ આપવામાં આવે તે દોષ વિધાતાનોજ કહેવાય ને? બીજો રક્ષક મી. હીલ એક જુદીજ કોટિનો માણસ છે. એવા માણસો જવલ્લે જોવામાં આવે છે. તે અંગ્રેજના નામને દીપાવે તેવો છે. પોતાની જાતના લોકોની વચ્ચે તેને રહેવાનું હતું, તેમની સાથે સામાજિક અને બીજા વ્યવહારથી તે બંધાયલો હતો, છતાં ગીરમીટીઆ મજુરોનું રક્ષણ કરવા માટે તેણે જબરી હામ બીડી અને વાવેતર કરાવનારાઓની કનિરાજી વ્હોરી લીધી. પરિણામ એ આવ્યું કે એની નોકરીની મુદત પૂરી થયા પહેલાં, વાવેતર કરાવનારાઓએ નોકરીમાંથી તેને કાઢી મૂકાવ્યો. તેને લાગ્યું કે પોતાના વખતમાં સામુદ્રધુનીમાં વસાહતોમાં ગીરમીટીઆ મજુરોના મરણનું પ્રમાણ વધી પડ્યું છે. એટલે તે તરફ તેણે વાવેતર કરાવનારાઓનું ધ્યાન ખેંચ્યું અને મજુરોના આરોગ્ય માટે કાયદા પ્રમાણે જેવો બંદોબસ્ત રાખવો જોઇએ તેવો રખાવવાનો તેણે આગ્રહ કર્યો. તેના જવાબમાં વાવેતર કરાવનારાઓએ તેના હોદ્દા ઉપરથી તેને ખસેડાવ્યો, અને તેની નોકરીની મુદત પૂરી થતાં પહેલાં બીજા માણસની નીમણુંક કરાવી. આવું વર્તન એ મૂંગે મ્હોએ સહન કરે એવો ન હતો. એટલે બાકી રહેલી મુદતના પગારના ૨૫૦૦) પાઉન્ડ વસાહતને આપવા પડયા. તેમણે પૂરેપૂરો પગાર આપી દીધો, કારણ તેમને એમ લાગ્યું કે મજુરોનું રક્ષણ કરવાના હોદ્દા ઉપર એ કાયમ રહે તેના કરતાં આટલી રકમ આપી દેવામાં નુકશાન નથી. હવે હું મોરીસના મૅજીસ્ટ્રેટ મિ. બેટસનનો જુબાની તરફ સભાનું

ધ્યાન ખેંચું છું. મજુરોને કેવા નજીવા ગુન્હાઓ માટે અને કેટલીક વાર તો એક ઉદ્ધત શબ્દ બોલવા માટે અથવા તેવો કાંઈ ચાળો કરવા માટે સખ્ત મજુરી સાથેની કેદની સજા થાય છે, એ હું તમને જણાવી ગયો છું. મિ. બેટસન આ બધી બાબતોની વિરુદ્ધ સખ્ત શબ્દોમાં બોલે છે. મને આપવામાં આવેલા ટૂંક સમયમાં, સભા સમક્ષ આ અગત્યની જુબાનીનો કાંઇ પણ ભાગ આખો વાંચી બતાવી શકું એમ નથી, પરંતુ મિ. બેટસનનાં એ ત્રણ વાકયો તરફ હું તમારૂં ધ્યાન ખેંચીશ. એક સ્થળે એ કહે છે કે, "હું આ લોકોને કેદમાં મોકલવાના એક સંચા તરીકે કામ કરતો હતો." બીજે એક સ્થળે જણાવે છે કે: "કોઈ પણ મજુર પોતાની તરફેણમાં જુબાની આપનારા સાક્ષીઓ લાવી શકે એ તદ્દન અસંભવિત છે, કારણ બીજા મજુરો સાક્ષી પૂરતાં ડરે છે. જેની વિરુદ્ધ જુબાની આપવા તૈયાર થાય તેજ માલેકના હાથ નીચે પાછું તેમને કામ કરવાનું રહ્યું. વળી તે જણાવે છે કે, "મજુર પોતાના શરીર ઉપર મારની નિશાની સાથે હાજર થાય તો પણ હુમલો કરવાનો જેના ઉપર આરોપ હોય તેને, બરાબર પૂરાવાને અભાવે શિક્ષા કરી શકાતી નથી." આગળ ઉપર તે જણાવે છે કે, "મજુરોને નજીવા ગુન્હા માટે હાથકડી કરી કેદખાના તરફ લઇ જતા જોવા એ મને ઘણું કમકમાટી ભરેલું લાગતું નથી." પરંતુ આ જુબાની તમે પૂરેપૂરી વાંચી જશો તો, મેજીસ્ટ્રેટ રાખવાથી મજુરોને જુલ્મમાંથી બચાવ થઇ શકે એવું કહેનારાઓના વચન ઉપર કેટલો આધાર રાખી શકાય એમ છે તે આપને બરાબર જણાશે. ટૂંકાણમાં સલામતીના સઘળા ઉપાયો મિથ્યા છે અને તે સંબંધે હું બોલવું બંધ કરૂં છું.

**ત્રીજો વાંધો.**

મારો ત્રીજો વાંધો એ છે કે આ પદ્ધતિ શરૂ થયાને ૭૫ વર્ષ થયાં ત્યારથી અમારા લોકોને મહાભયંકર દુઃખ સ્હેવાં પડયાં છે. નામદાર સાહેબ, આ બાબત. જીભ ઉપર યોગ્ય અંકુશ રાખીને બોલવું બહુ મુશ્કેલ છે. તે દુઃખોનો વિચાર કરતાં વજ્ર જેવું કઠોર હૈયું પણ પીગળ્યા વિના રહેશે નહિ. હું નજીવા ગુન્હાઓ માટે ભોગવવી પડતી સખ્ત મજુરી સાથેની કેદની સજા વિષે કહેતો નથી. મજુરોને માર મરવામાં આવે છે અને તે કોઇક વાર સાબીત થઈ શકે છે, પરંતુ ઘણીવાર પુરાવો નહિ મળી શકવાથી સાબીત નથી થઈ શકતો તે વિષે હું કહેતો નથી. હજારો માણસો, જ્યારે તેમને ખબર પડતી હશે કે તેઓ છેતરાયા છે, તેમને ફસાવવામાં આવ્યા છે, અને હવે આમાંથી છુટવાનો એકે આરો નથી. ત્યારે મનમાં એવો ધ્રાસકો પડતો હશે તે વિષે હું કહેતો નથી. ઘર ભેગા થવાને તેમનું મન સદા તલસતું હોવાથી તેમનાં જીવન કેવાં અકારાં થઈ પડતાં હશે ને વિષે હું કહેતો નથી. જો કે આ સઘળા આ પદ્ધતિની વિરુદ્ધ ગંભીર આક્ષેપો છે. પરંતુ તેનાથી પણ વિશેષ ગંભીર આક્ષેપ એ છે કે જે વસાહતોમાં આ પદ્ધતિ છે ત્યાં ભૂતકાળમાં મજુરોનું મરણપ્રમાણ ઘણુંજ ભારે આવેલું છે. આ મરણપ્રમાણ સંબંધે તપાસ કરવા વખતોવખત કમિશન નિમાયાં છે અને તેમાં એ સાબીત પણ થઇ ચુકયું છે. તેજ કારણને લીધે ગયે વર્ષે મલાયાનાં વસાહતોમાં ગીરમીટીઆ મજુરોને લઇ જતા અટકાવવામાં આવ્યા હતા. આસામના કેટલાક ભાગમાં આજ પણ મરણપ્રમાણ એટલુંજ ભારે છે, એવું કબૂલ કરવામાં આવ્યું છે. આ પદ્ધતિને લીધે અસંખ્ય મજુરો આપઘાત કરે છે. ગરીબ નિર્દોષ લોકો એ પદ્ધતિ નીચે શ્રમ કરીને જીવવા

કરતાં પોતાને હાથે જીવનનો અંત લાવવાનું પસંદ કરે છે. આ પદ્ધતિનું આ એક ઘોર લક્ષણ છે. સ્વદેશથી હજારો માઇલ દૂર હોવા છતાં પોતાની અને પોતાના દેશની વચ્ચે અગાધ સમુદ્રનાં મ્હોટાં મોજાં ઉછળી રહ્યાં છે એમ જાણતા હોવા છતાં, આ લોકો અજ્ઞાન અને ભોળપણને લીધે, પોતાના દેશમાં જવાનો કોઇ પણ જમીન માર્ગ હશે એમ ધારી પોતાને દેશ જવા ચાલી નીકળે છે ! કેટલાક આમ નાસી જતાં પકડાઇ જાય છે અને જે સ્થિતિમાંથી છૂટવા ઇચ્છતા હોય તેજ સ્થિતિમાં તેમને જબરદસ્તીથી નાંખવામાં આવે છે; કેટલાકને જંગલી પશુઓ ફાડી ખાય છે અને કેટલાક ભૂખ અને ટાઢથી મરી જાય છે ! નામદાર સાહેબ, આ સમસ્ત દુઃખોનો વિચાર કરતાં કમકમાટી ઉપજે છે. આ દુઃખો હમેશાં આ પદ્ધતિની વિરુદ્ધના સાક્ષી રૂપે ખડાં રહેશે. હમણાં જરા સ્થિતિમાં સુધારો કરવામાં આવ્યોછે. પરંતુ મેં ઉપર વર્ણવી તેવી સ્થિતિ જે પદ્ધતિના સ્વરૂપ સાથે અનિવાર્ય રીતે સંકળાયલીજ હોય તેમાં કેટલો અને શો સુધારો થઇ શકે ? સને ૧૯૦૧ માં લાર્ડ કર્ઝને જણાવ્યું હતું તેમ આવી હાડમારીના દાખલા બહુ થોડા હોય તોપણ જે પદ્ધતિમાં આવા થોડા દાખલાઓ પણ બની શકે તે પદ્ધતિ સખ્ત ધિક્કારને પાત્ર જ છે.

### ચોથો વાંધો.

નામદાર સાહેબ, મારો ચોથો વાંધો એ છે કે આ પદ્ધતિની સાથે ઘોર અનીતિ સમવાય* સંબંધથી જોડાયલી છે. આ વાત બીજાઓ કહે છે એટલુંજ નથી પરંતુ હિન્દની સરકાર અને સેન્ડર્સન કમિટી પણ સ્વીકારે છે. કમિટીએ બીજા પ્રશ્નો ઉપર વિચાર ચલાવ્યો છે, પરંતુ આ પદ્ધતિની સાથે રહેલી ઘોર અનીતિ કેમ

* જુદા ન પડી શકે તેવા.

અટકાવી શકાય તેના ઉપાયો સૂચવવાની વાત ઘણીજ સંભાળથી ઉડાવી દીધી છે. દરેક ૧૦૦ મરદે ૪૦ સ્ત્રીઓ લઇ જવાનું પ્રમાણ કાયદાથી નક્કી કરેલું છે. પરંતુ આટલે દૂર જવાને ભાગ્યેજ કોઇ આબરૂદાર સ્ત્રી તૈયાર થાય. જ્યાં ખરી રીતે પુરૂષો પણ જવાને ઇચ્છતા નથી, ત્યાં સ્ત્રીઓની તો વાતજ શી ? હિન્દની સરકારે પોતાના એક ખરીતામાં જણાવ્યું હતું કે, કાયદા પ્રમાણે જોઇતી સ્ત્રીઓની સંખ્યા, મજુરોની ભરતી કરનારા દલાલો, ખરાબ ચાલની સ્ત્રીઓ વડે પૂરી કરી લે છે. તેનું વસાહતોમાં શું પરિણામ આવતું હશે તેનું હું વર્ણન કરૂં તે કરતાં સભા કલ્પી લે તેજ વધારે સારૂં છે. નામદાર સાહેબ, આ ઘોર અનીતિ, આ પદ્ધતિમાં પહેલેથીજ ચાલતી આવેલી છે. મિ. જેકિન્સન જે પાછળથી કેનેડાના પહેલા એજન્ટ જનરલ થયા હતા, તેમણે સને ૧૮૭૦ માં કહ્યું હતું કે, ખાસ કોઇ મજુરીના કામ માટે સ્ત્રીઓની ભરતી કરવામાં આવતી નથી, તેમ બેશક તેમને શોભા માટે પણ લઇ જવામાં આવતી નથી. તેઓ જણાવે છે કે, જે મરદો માટે આ સ્ત્રીઓને લઇ જવામાં આવે છે તેમની અને એ સ્ત્રીઓની વચ્ચે અનીતિમય વ્યવહાર ચાલે છે, એટલુંજ નથી, પરંતુ વાવેતર કરાવનારા ગોરાઓ અને તેમના મુકાદમો પણ આ સ્ત્રીઓની સાથે તેવો વ્યવહાર રાખે છે. કેટલાંક વસાહતોમાં વસતિનો ઘણો ભાગ આવી અનીતિથી ઉત્પન્ન થયેલો છે, એજ હૃદયને આઘાત ઉપજાવનારી વાત છે.

**પાંચમો વાંધો.**

મારો છેલ્લો વાંધો એ છે કે રાષ્ટ્રીય દૃષ્ટિએ આ પદ્ધતિ હિન્દવાસીઓને નામોશી લગાડનારી છે. હું નથી ધારતો કે આ વિષયે મારે વધુ બોલવાની જરૂર હોય. જ્યાં જ્યાં આ પદ્ધતિ છે ત્યાં ત્યાં બધાજ હિન્દીઓ, તેઓ ગમે તેવી સ્થિતિના હોય તોપણ, મજુર—કુલી તરિકે

ઓળખાય છે. અમારા દેશમાંજ અમે જોઇએ તેટલી અધિકારહીનતા* ભોગવીએ છીએ. તો હું કહું છું કે બીજી સુધરેલી દુનિયાને દેખાડવા અમારા કપાળ ઉપર આ વધારાની છાપ શું કરવા મારો છો? મારી ખાતરી છે કે જો સરકાર જરાક કલ્પના દોડાવશે અને આ બાબત અમારી લાગણીઓ કેટલી દુભાતી હશે તેનો વિચાર કરશે તો આ પદ્ધતિને જેમ બને તેમ નાબુદ કરવાની અગત્ય તેમને તરત જણાશે.

**તરફેણની દલીલોનું ખંડન.**

હવે આ પદ્ધતિની તરફેણમાં જે દલીલો રજુ કરવામાં આવે છે તે વિષે હું થોડું વિવેચન કરીશ. આ દલીલો મુખ્યત્વે ત્રણ છે. (૧) ગીરમીટીઆ મજુરી વિના. ઘણાં વસાહતોના ખાંડના તથા બીજા ઉદ્યોગો બંધ પડી જશે. (૨) ગીરમીટ પદ્ધતિથી કામ કરનારા મજુરો પોતાની કમાણીમાંથી આ દેશમાં પૈસા મોકલે છે, તેથી દેશમાં દોલત વધે છે. (૩) ઘણા મજુરો ગીરમીટની મુદત પૂરી થયા પછી સ્વતંત્ર રીતે વસાહતોમાં વસવાટ કરે છે અને એ પૈસે સુખી થાય છે. તેઓ ત્યાં જે સ્થિતિએ પહોંચે છે તેવી સ્થિતિએ પોતાના દેશમાં તેઓ કદી પણ પહોંચી શકે નહિ. નામદાર સાહેબ, આમાંથી પહેલી દલીલને તો હું છેડતોજ નથી. અમને અથવા હિંદની સરકાર—જે અહિં અમારૂં હિત સાચવવા માટે છે—તેમને આ બાબત કાંઇ લેવા દેવા નથી. જો આ જાતની દુષ્ટ પદ્ધતિ વિના વાવેતર કરાવનારા ગોરા લોકો, પોતાના ખાંડના અને બીજા ઉદ્યોગો નજ ચલાવી શકતા હોય તો એ ઉદ્યોગો જેમ જલદી બંધ થાય તેમ સારૂં. એટલે હું બીજી દલીલ જ લઇશ. આ દેશની અંદર મજુરો તરફથી આવતા પૈસા સંબંધે એટલુંજ કહેવાનું કે તેઓ પાંચ વર્ષ સુધી ત્યાં મજુરી કરે

* Disabilities.

છે એ જોતાં, તેઓ બચાવીને આ દેશમાં જે મોકલે છે તે ખરેખર નહિ જેવું હોય છે. માથાદીઠ રૂ. ૧૫૦) આવી રીતે હિંદુસ્તાનમાં આવે છે. બહુજ થોડા માણસો રૂ. ૨૦૦) થી વધુ લાવે છે. પાંચ વર્ષના રૂ. ૧૫૦) એટલે એક વર્ષના રૂ. ૩૦) અને મહિનાના રૂ. ૨।। પડયા. આ કાંઇ વધારે કહેવાય નાહ. મુંબાઇની મીલોના મજુરો પણ આના કરતાં તો વધારે બચાવી શકે છે. પરંતુ જે લોકો કાંઇજ બચાવી શકતા નથી, જેમનાં શરીર અને જોમ તૂટી જાય છે, જેઓ વસાહતોમાંજ મરી જાય છે અથવા જેઓ પાયમાલ હાલતમાં આ દેશમાં પાછા ફરે છે, તેમનું શું ? છેલ્લી દલીલ, વસાહતોમાં નિવાસ કરીને રહેનારા બે પૈસે સુખી થાય છે, તે છે. પ્રથમ તો આવા માણસોની સંખ્યા ઘણીજ જુજ છે. અને બીજું તે લોકોને એવા કાયદા નીચે રહેવું પડે છે કે તેમને મેં ઉપર વર્ણવ્યાં તે સઘળાં દુઃખ અને અપમાનો સહન કરવાં પડે છે. કદાચ થોડા માણસો ગીરમીટની મુદત પૂરી કર્યા પછી ત્યાં રહીને સુખી થતા હશે, તો પણ ઉપરની સઘળી બાબતો ધ્યાનમાં લેતાં કબૂલ કરવું જ પડશે કે તે માણસોની આબાદી માટે જે મ્હોટો ભોગ આપવો પડે છે તે ઘણોજ વધારે છે.

નામદાર સાહેબ, હવે અત્યારે આ અનિષ્ટો કેટલાં વ્યાપેલાં છે તે બાબત હું ટૂંકામાં ઉલ્લેખ કરીશ. જે વસાહતોમાં પ્રથમ ગીરમીટીઆ મજુરી હતી પણ હાલ નથી તે વસાહતો વિષે હું કાંઇ બોલીશ નહિ. ચાર ફ્રેન્ચ વસાહતોમાં અને એક બ્રિટિશ વસાહતમાં તેનાં દુષ્ટ પરિણામોને લીધે આ પદ્ધતિ નાબુદ કરવામાં આવી છે. એક બ્રિટિશ વસાહતમાં આર્થિક કારણોને લીધે આ પદ્ધતિ બંધ કરવામાં આવી છે અને એક વસાહતમાં પ્રતિકારક ઉપાય તરિકે આપણે મજુરોને ત્યાં જતા અટકાવ્યા છે. પરંતુ હજી આ પદ્ધતિ વેસ્ટ ઇન્ડીઝનાં ત્રણ બ્રિટિશ વસાહતો–બ્રિટિશ ગિયાના, જમૈકા

અને ત્રિનિદાદ-માં ચાલુ છે તથા એક સુરિનામ નામના ડચ વસાહતમાં પણ પ્રચલિત છે, પરંતુ તે વિષે આપણા નિયમ પ્રમાણે બોલવાનો મને હક નથી. વળી ઓસ્ટ્રેલેશિઆના ક્રાઉન કૉલોની ફિજીમાં પણ એ પદ્ધતિ હજી ચાલુ છે. સામુદ્રધુનીનાં વસાહતોમાં પણ હજી થોડા ગીરમીટીઆ મજુરો મોકલવામાં આવે છે, અને આસામની ઉત્તરના ખીણના પ્રદેશમાં ચાર પાંચ જીલ્લાઓમાં હજી આ પદ્ધતિ ચાલુ છે. જુદાં જુદાં વસાહતોમાં દર વર્ષે પૂરા પાડવામાં આવતા મજુરોની સંખ્યા, ફિજીમાં ૨૦૦૦થી કાંઇક ઓછી, જમૈકામાં આશરે ૬૦૦, ત્રિનિદાદમાં આશરે ૩૦૦ અને બ્રિટિશ ગિયાનામાં લગભગ ૨૨૦૦, એ પ્રમાણે છે. આસામમાં એકંદર ૮૦૦,૦૦૦ મજુરો કામ કરે છે, પરંતુ તેમાંના માત્ર ૨૦,૦૦૦જ ગીરમીટીઆ છે. પ્રથમ આસામ વિશે વિચાર કરીએ. ત્યાંને લગતી પૂરેપૂરી વિગત તૈયાર કરીને મને આપવા માટે નામદાર મિ. કલાર્કનો મારે આભાર માનવો ઘટેછે. મને લાગેછે કે, સરકારે આવતે વર્ષેથી આસામમાંથી ગીરમીટ પદ્ધતિ તદ્દન બંધ પાડવાનો ઠરાવ કર્યો છે. નામદાર સર ચાર્લ્સ બેઇલીએ પૂર્વ બંગાળામાં આપેલા એક ભાષણમાં થોડાજ દિવસ ઉપર જાહેર કર્યું હતું કે આવતા વર્ષની જુલાઇ માસની પહેલી તારીખથી આ પદ્ધતિ આસામમાં બંધ પડશે. ઘણું કરીને વેપાર ઉદ્યોગ ખાતાના નામદાર મંત્રી એ સંબંધે આજની સભામાં કાંઇક ચોક્કસપણે કહેશે. આસામમાં આવતા વર્ષથી આ પદ્ધતિ બંધ થવાની છે એટલે તે સંબંધે હું કાંઇ બોલતો નથી; તોપણ એટલું મારે જણાવવું જોઇએ કે સને ૧૯૦૬ ની સાલમાં નીમાયલી કમિટીએ પાંચ વર્ષની અંદર આસામમાંથી આ પદ્ધતિ નાબુદ કરવાની ભલામણ કરી હતી, પરંતુ વાવેતર કરાવનારા ગોરાઓને અગવડ ન કરવાના હેતુથી તેઓએ પાંચ વર્ષની મુદત આપવાની સૂચના કરી

હતી. તેમની ભલામણ પ્રમાણે આ પદ્ધતિ સને ૧૯૧૧ ની સાલમાં બંધ કરી દેવી જોઇતી હતી, છતાં તે બે વર્ષ વધુ શા માટે ચાલવા દેવામાં આવી તેનાં હું કારણ જાણવા માગું છું. જો કે આ પ્રમાણમાં ન્હાની બાબત છે. આસામમાં તો સરકાર આ પદ્ધતિના કામકાજ ઉપર સારી રીતે દેખરેખ રાખી શકે એમ છે, છતાં ત્યાં પણ તે બંધ પાડવાની તેમને જરૂર જણાઈ છે; તો દૂરનાં વસાહતોમાં, જ્યાં સરકાર બીલકુલ દેખરેખ રાખી શકે એમ નથી, ત્યાં એ પદ્ધતિ ચાલવા દેવાને મને કાંઇ કારણ જણાતું નથી આસામમાંથી આ પદ્ધતિ નાબુદ કરવાનો સરકાર વિચાર કરે છે, તેથી આ પદ્ધતિને નાબુદ કરવાની હિમાયત કરનારાઓને મજબુત ટેકો મળે છે.

નામદાર સાહેબ, હવે બીજો સવાલ ગીરમીટની મુદત પૂરી થયા પછી ત્રણ વસાહતોમાં ફરીથી કરાર થઇ શકે છે, તે બાબતનો છે. આ વસાહતોમાંથી નાતાલમાં હમણાજ ગીરમીટીઆ મજુરોને લઇ જતા અટકાવવામાં આવ્યા છે. મોરીસમાં આર્થિક કારણોને લીધે આ રીત બંધ થઇ ગઇ છે પણ ફિજીમાં અત્યારે ચાલુ છે. ફરી કરાર કરાવવાની રીત ગીરમીટ પદ્ધતિની દુષ્ટમાં દુષ્ટ બાબત છે. કારણ મજુર જો કે એક વાર તો પાંચ વર્ષને માટે બંધાય છે, પરંતુ આવી રીતે ફરીને કરાર થઇ શકતો હોવાથી તેને નિરંતર ગુલામની સ્થિતિમાં રાખી શકાય છે. નાતાલમાં આ સવાલ ઘણો ગંભીર થઇ પડયો છે. ગીરમીટમાંથી છુટયા પછી ત્યાં સ્વતંત્રપણે વસવાટ કરવા ઇચ્છતા સઘળા માણસો ઉપર, ત્યાંની સરકારે ત્રણ પાઉન્ડનો ( રૂ. ૪૫ ) વાર્ષિક વેરો નાંખ્યો છે. સને ૧૯૦૧ ની સાલ પછી છુટા થયેલા ૧૬ વર્ષની ઉપરના દરેક પુરુષને અને ૧૩ વર્ષની ઉપરની દરેક સ્ત્રીને દર વર્ષે ૩ પાઉન્ડનો વેરો આપવો પડે છે. આનું પરિણામ કેવું આવે ? એક દાખલો લઇએ. એક કુટુંબમાં પિતા, માતા અને ચાર છોકરાં—બે છોકરીઓ, તેર અને પંદર વર્ષની અને બે છોકરા

તેરથી ન્હાની ઉમરના–એટલાં હોય. તે કુટુંબને દર વર્ષે ચાર જણનો વેરો એટલે ૧૨ પાઉન્ડ ( રૂ. ૧૮૦ ) આપવા પડે છે, એટલે મહિને એક પાઉન્ડ અથવા રૂ. ૧૫ થયા. ત્યાં એક મરદ મજુર સરેરાશ એક માસના ૨૫ શિલિંગ કમાય છે, અને એમ ધારો કે સ્ત્રી અને બે છોકરી એ મળી ૧૫ શિલિંગ કમાય, તો કુટુમ્બની કુલ માસિક આવક ૪૦ શિલિંગ થાય. આમાંથી અર્ધા એટલે ૨૦ શિલિંગ તો વેરાના આપવા પડે. આ ઉપરાંત બીજા કરો તથા ઘરભાડું આપવાનું હોય છે. આપ હવે વિચાર કરો કે આ બધો ખર્ચ બાદ જતાં ૭ માણસના કુટુમ્બની ખોરાકી અને કપડાંલત્તાં માટે શું બાકી રહે ? આ વેરાને લીધે આખાં કુટુમ્બોને કુટુમ્બો પાયમાલ થઈ ગયાં છે, પુરૂષો પાપને પંથે વળ્યા છે અને સ્ત્રીઓ નિર્લજ્જ જીવન ગાળતી થઇ ગઈ છે, તેમાં કાંઇ આશ્ચર્ય લાગતું નથી. નાતાલના આગેવાન માણસો આ વાત સ્વીકારે છે. નામદાર સાહેબ, આ વેરો ગરીબ હિન્દીઓને ફરીથી ગીરમીટમાં નાંખવાનો અથવા તો નાતાલમાંથી જતા રહેવાની ફરજ પાડવાનો એક રાક્ષસી પ્રપંચ છે, તેમાં જરા પણ શંકા નથી. તેટલા સારૂ ફરી ગીરમીટનો કરાર ન કરી શકાય એવા ઉપાયો હિન્દની સરકારે બની શકે તેટલા જલદી લેવાની ઘણીજ અગત્ય છે. સાથે સાથે જણાવવાની રજા લઉં છું કે સેન્ડર્સન કમિટીએ પણ ફરી કરાર કરવાની પદ્ધતિનો અટકાવ કરવાની ભલામણ કરી છે.

હવે થોડુંક બોલીને મારૂં ભાષણ હું સમાપ્ત કરીશ. નામદાર સાહેબ, સરકારની ઉપર આ સવાલની જવાબદારી કાંઇ થોડી નથી. હિન્દની સરકારે આ બાબત પોતે તટસ્થ છે એમ વારંવાર જાહેર

કરેલું છે તે હું જાણું છું. તેઓ કહે છે કે આ પદ્ધતિને અમે ઉત્તેજન આપતા નથી, પરંતુ જો લોકો અમુક શરતે જવા તૈયાર થતા હોય તો પછી અમને વચ્ચે પડવાને કાંઇ કારણ નથી. આના જવાબમાં, આ દેશના ખેડુતોના સંબંધમાં સરકારે જે નીતિ અખત્યાર કીધી છે અને જે કાયદા ઘડયા છે તેની સાથે આની સરખામણી કરવાનું હું આપને કહું છું. હું નથી ધારતો કે સરકાર આ પ્રમાણે પોતાની જવાબદારીમાંથી છુટી શકે. મજુરોની ભરતી કરનારા દલાલોને જીલ્લા મૅજીસ્ટ્રેટ ભરતી કરવાના પરવાના આપે છે. એક આજ કૃત્યથી સરકાર આ સંબંધે જવાબદાર થાય છે, કારણ જે માણસોને સરકાર ભરતી કરવાના પરવાના આપે તે માણસોને મજુરોને લઇ જવા સારૂ તેમને કેવી રીતે સમજાવીને ભોળવે છે, તે માટે પણ સરકાર અમુક અંશે જવાબદાર થાય છે. વળી જે મૅજીસ્ટ્રેટો સમક્ષ આ ગરીબ લોકોને કરાર ઉપર સહી કરવાને લઈ જવામાં આવે છે તેઓ પણ સરકારનાજ નોકરો હોય છે. ત્રીજો મુદ્દો એ છે કે ફોજદારી કાયદાનો અમલ આ મજુરો ઉપર કરવામાં આવે છે, તેનું નામનિશાન પણ કરારમાં હોતું નથી, તો પણ આટલાં બધાં વર્ષો થયાં સરકારે તે સુધરાવવા કાંઈ પણ પ્રયાસ કર્યો નથી. નામદાર સરકારી સભાસદ પાસેથી તેમના જવાબમાં હું આનો ખુલાસો માગું છું અને પૂછુંછું કે, આ બાબત સરકારે આંખમીચામણાં કેમ કર્યા ? જો ફોજદારી જવાબદારી આ પદ્ધતિમાં એક આવશ્યક બાબત ન હોય તો મારા ઘણા ખરા વાંધા હું ખુશીથી પાછા ખેંચી લઇશ. જો આ કરારમાંથી સરકાર ફોજદારી જવાબદારીનું તત્ત્વ કાઢી નાંખે તો, બાકીનો સવાલ બહુ સરળ થઇ જાય છે, અને હું આ ઠરાવ ઉપર મત લેવાવાનો આગ્રહ કરીશ નહિ. પરંતુ મારા સમજવા પ્રમાણે ફોજદારી જવાબદારી તો આ પદ્ધતિનું આવશ્યક તત્ત્વ છે અને તેના

વિના તે કદી પણ નભી શકે નહિ. જો ફોજદારી જવાબદારી આવશ્યકજ હોય તો પરદેશ જનારા મજુરોને કરારનો આ ભાગ, કરાર ઉપર સહી કરતાં પહેલાં સમજાવવામાં આવે એવી આટલાં બધાં વર્ષો સુધી સરકારે ચોકસાઇ કેમ ન કરી? ખરેખર, આ બહુજ ગંભીર પ્રશ્ન છે, કારણ સરકાર આનો ગમે તે જવાબ આપે તોપણ આ દેશમાં દરેક માણસ એમ માને છે કે સરકારની સંમતિ વિના આ પદ્ધતિ આટલી નભી શકે જ નહિ. અત્યારે માત્ર હિંદુસ્તાનમાંથીજ ગીરમીટીઆ મજુરો લઈ જવામાં આવે છે. ખાસ હિંદુસ્તાનને કપાળે આ કાળીટીલી શા માટે હોવી જોઇએ? દુર્ભાગ્યે હિંદુસ્તાનના લોકો અત્યાર સુધી ઉંઘતા હતા, પરંતુ તેઓ હવે જાગૃત થયા છે, આ પ્રશ્નની મહત્તા સમજ્યા છે અને તેમના ધાર્યા પ્રમાણે નહિ થાય ત્યાં સુધી હવે ઝંપીને બેસવાના નથી. હું સરકારને ચેતાવું છું કે, સ્વમાનની અમારી વ્હાલી લાગણીની તે અવગણના ન કરે. અલબત્ત હિંદુસ્તાનની આંતર રાજ્યવ્યવસ્થા સંબંધે અમારે સરકાર સાથે ઘણો મતભેદ છે, પરંતુ તે બાબતો જુદી છે. પરદેશમાં તો હિન્દની સરકારે હમેશાં હિન્દનો જ પક્ષ લેવો જોઇએ. જો તમે અમારો પક્ષ ન લો તો અમે કયાં જઇએ? નામદાર સાહેબ, આ પદ્ધતિ આટલો સમય ટકી રહી, પરંતુ મને લાગે છે કે હવે તેના દિવસ ભરાઇ ચુકયા છે. આસામમાં હવે એ થોડાજ વખતમાં બંધ પડશે અને વસાહતોમાં પણ તે લાંબો સમય ટકી શકશે નહિ. મારી ખાતરી છે કે જે પ્રજાએ ગુલામોને મુક્ત કરવાને કરોડો રૂપીઆ ખર્ચી નાંખ્યા છે તેજ પ્રજા, તેની એક બેનને, છેક ગુલામગિરિમાં તો નહિ, પરંતુ લગભગ તેના જેવીજ સ્થિતિમાં વધુ વખત રહેવા દેશે નહિ. નામદાર સાહેબ, હવે મારા નામ ઉપર જે ઠરાવ છે તે હું રજા કરૂં છું.

**સમાપ્ત.**

